સચિત્ર

સ્તવન સમશ્લોકી

શ્રી સરળ

# ભગવદ્ ગીતા.

છપાવનાર:—

મણિ કાળીદાસ જોશી

આવૃત્તિ ચોથી પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૧ ] —— [ સને ૧૯૨૫

કિં. આઠ આના.

સચિત્ર સ્તવન સમશ્લોકી

શ્રી સરળ

# ભગવદ્ ગીતા.

લેખક તથા પ્રકાશક,

કાનજી કાલીદાસ જોશી.

નં. ૮૪-૯૨, તમાકુવાળાંના જુનો માળો.

કાંદાવાડી—મુંબઇ નં. ૪.

આવૃત્તિ ચોથી. પ્રત, દશ હજાર.

સં. ૧૯૮૧. સને ૧૯૨૫.

કિં. આઠ આના.

# અર્પણ પત્રિકા.

સ્વર્ગસ્થ

શેઠ નારણદાસ ઠાકરસી.

આપ શ્રી ભગવદ્ ભક્તિમાં નિપુણ તથા ધર્મ પ્રત્યે અનહદ શ્રદ્ધાળુ હતા, તેમજ આપ ગીતા પાઠ પણ નિત્ય કરતા હતા. વળી આપ દયાળુ, પરોપકારી અને બ્રાહ્મણો પ્રત્યે પુજ્ય-ભાવ રાખતા હતા, અને મારા પ્રત્યે આપ લાગણી ધરાવતા હતા; તેથી આ મારી સચિત્ર સ્તવન સમશ્લોકી શ્રી સરળ ભગવદ્ ગીતા આપને અર્પણ કરૂં છું.

કે. કે. જોશી.

# સ્નેહાંજલિ.

## અનુષ્ટુપ.

માત તાત ગયાં સ્વર્ગે, વર્ષો વીતી ગયાં ઘણાં,
લ્હાણ સૌ બાળ સેવાનાં, માણવા અધુરાં રહ્યાં.
પિતાના શિવ, માતાના સ્વામીનારાયણ પ્રભુ,
દાદાના વિષ્ણુ, શ્રદ્ધામાં, હતાં ભક્તિ તણાં અણું.
શિક્ષાપત્રી તણી શિક્ષા, એ પ્રહ્લાનંદ માતનો,
ઉપનિષદની પ્રત્યે, ભાવ તાત તણો ઘણો.
ઓછાં ને અધુરાં સ્મર્યાં, તાજાં સ્મૃતિપટે કરી,
શિક્ષાપત્રીની શિક્ષાનું, પ્રભવ સ્થાન જે વળી.
અને સૌ ઉપનિષદ્ કેરો, ભર્યો સાર ગીતા વિષે,
ગીતા સ્નેહાજલિ અર્પું, ચર્ણે માત પિતા તણે.

"કાન"

# અનુક્રમણિકા.

# આ પુસ્તકમાં આપેલી પ્રતિમાઓ.

૯

# પ્રસ્તાવના.

સમાજનો સાધારણ વર્ગ સંસ્કૃત ભાષાથી અપરિચિત હોવાથી સંસ્કૃત શ્લોકનું ગદ્ય કરતાં પદ્યમાં ભાષાંતર હોય તો તેનો પાઠ કરવો અને કંઠે રાખવાનું સહેલું થઇ પડે, તેમજ મૂળ શ્લોક જે છંદમાં હોય તેજ છંદમાં ભાષાંતર હોય, તો તે વધારે સરળતાથી યાદ રહે આ કારણથી શ્રી સચિત્ર સ્તવન સમશ્લોકી સરળ ભગવદ્ ગીતાનું ભાષાંતર અક્ષરશેઃ પદ્યમાં સરળ ભાષામાં કરી આ ચોથી આવૃત્તિ જનસમાજ સમક્ષ મૂકવામાં આવે છે. તેમાં લેખકનો મૂખ્ય હેતુ સંસ્કૃત થોડું જાણનારાં સ્ત્રી, પુરુષો તેમજ બાળકોનાં મગજમાં ગીતાના અર્થનું

રહસ્ય સરળતાથી ઉતારવાનો છે. આ આવૃત્તિમાં શબ્દે શબ્દનું ભાષાંતર સાદી ગુજરાતી ભાષામાં કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

શ્રીમદ્ ભગવદ્ગીતાના શ્લોક મોટે ભાગે અનુષ્ટુપ વૃત્તમાં છે અને ગણ્યા ગાંઠ્યા શ્લોક ઉપજાતિ અને બીજા છંદમાં છે. સંસ્કૃતભાષામાં વિપુલ શબ્દ ભંડારને લીધે તેમજ મૂળ લખાણને લીધે છંદોનું બંધારણ બંધ બેસતું આવે એ સ્વાભાવિક છે, પણ તેનું ભાષાંતર કવિતામાં અને તેના તેજ છંદોમાં ગુજરાતી ભાષામાં કરતાં ઘણી મુશ્કેલી નડે છે, તોપણ આ આવૃત્તિમાં છંદના માપ અને નિયમ પ્રમાણે ભાષાંતર સરળ ને સાદી ભાષામાં કરવામાં આવ્યું છે.

ગીતાનું પુસ્તક પવિત્ર મનાય છે અને ભાવિકો દરરોજ તેનો પાઠ કરે છે; તેમજ જૂદા જૂદા મતના અનુયાયીઓ પણ તેને ઘણું જ માન આપે છે; અને તેનો નિત્યપાઠ કરે છે. તેથી સોળ સ્તવનો ઉપરાંત બીજા તેર સ્તવનો ઉમેરવામાં આવ્યાં છે વળી સ્ત્રીઓને ઉપયોગી નિત્યપાઠ માટે પતિ સ્તવન તેમજ સંધ્યાવિધિ, સર્વ દેવપૂજન વિધિ, અને સ્વસ્તિ વાંચન પણ મુકવામાં આવ્યાં છે.

પહેલી આવૃત્તિમાં આઠ છબીઓ, બીજી અને ત્રીજીમાં સોળ છબીઓ હતી જ્યારે આ આવૃત્તિમાં ચોવીસ છબીઓ ઉંચા આર્ટપેપર પર છાપવામાં આવી છે, છતાં કીંમતમાં જરા પણ વધારો કરવામાં

આવ્યો નથી. ઘણા ટુંક સમયમાં પ્રજાએ બીજી અને ત્રીજી આવૃત્તિને જે આવકાર આપ્યો છે. તેના જ પરીણામે આ આવૃત્તિ બહાર પાડવાનું બની શક્યું છે.

પહેલી, બીજી અને ત્રીજી આવૃત્તિની પ્રત (૬૦૦૦) છ હજાર કાઢવામાં આવી હતી. પણ આ ચોથી આવૃત્તિની પ્રત (૧૦૦૦૦) દશ હજાર કાઢવામાં આવી છે અને તેમાંથી સાડાનવ હજારના તો અગાઉથી જ ગ્રાહકો થઇ ગયાં છે.

ઇશ્વર ઇચ્છા હશે તો આવતી દિવાળીએ આ ગીતાની પાંચમી આવૃત્તિની (૨૦૦૦૦) વીસ હજાર પ્રત બહાર પડશે જેમાંથી પાંચ હજાર પ્રતનાં ગ્રાહકો તો અત્યારથી જ થયેલાં છે.

મારા સ્નેહી ભાઇ મણીલાલ કે. દેસાઇ બી. એ. એલ. એલ બી. તેમજ બાલજીવન માસિક પત્રના વ્યવસ્થાપક રા. નાગરદાસ ઇ. પટેલ તથા કાશીની ગવર્નમેન્ટ કૉલેજની વ્યાકરણ મધ્યમાં અને ધર્મશાસ્ત્રાચાર્ય ખંડ પરીક્ષોત્તીર્ણ તથા દેવીદાસ લલ્લુભાઇ ભણસાળીની સંસ્કૃત પાઠશાળાના પ્રધાનાધ્યાપક શાસ્ત્રી રેવાશંકર મેઘજી તેમજ મારા પરમ મિત્ર રા. ભાઇલાલ જ. ઉપાધ્યાએ આ પુસ્તક તૈયાર કરવામાં મને જે મદદ કરી છે તે માટે તે સર્વેનો અંત:કરણપૂર્વક હું આભાર માનું છું.

વિજયાદશમી
સં. ૧૯૮૧.

કાનજી કાલીદાસ
જોશી.

# ઉપોદ્‌ઘાત.

ૐકારરૂપ ભગવાન નારાયણે પોતે અર્જુનને ઉપદેશેલી, પ્રાચિન મહામુનિ શ્રી વેદવ્યાસજીએ, મહાભારત જે પાચમો વેદ મનાય છે તે મધ્યે અદ્વૈતરૂપ અમૃતને વર્ષાવનારી ગીતાને ગુંથેલી છે. સાંખ્ય, ન્યાય, મિમાંસા, ઉપનિષદો અને વેદાન્ત વિગેરે પ્રાચિન શાસ્ત્રો સંપૂર્ણ અવસ્થાએ પહોચ્યા તેમનું મથન થઇને તેમના સત્વની ગીતા છે. સર્વ શાસ્ત્રનો સાર ગીતામા ભર્યો છે, અને વૈરાગ્ય નિવૃત્તિમાર્ગની સાથે વૈદિક પ્રવૃત્તિમાર્ગ અને ભક્તિમાર્ગ તેમાં પ્રતિપાદન થયો છે. જગતના જુદા જુદા દેશના અને પંથના આધિભૌતિક વાદીઓના સિદ્ધાંતોનો સમાવેશ પણ ગીતામાં થયેલો છે. આવો અપૂર્વ ગ્રંથ સંસ્કૃતમાં તો શું પણ જગતની કોઇપણ અન્ય ભાષામાં જડવો

કઠિન છે. આ ગ્રંથની અપૂર્વતાથી લોભાઈને પશ્ચિમાત્ય પંડિતોએ પોતાની માતૃભાષા-ગ્રીક, લેટીન, ફ્રેંચ, જર્મન ઇંગ્રેજી વિગેરે દ્વારા ગીતાનો લાભ પોતાના દેશને આપ્યો છે એજ તેની શ્રેષ્ઠતા છે.

આધિ વ્યાધિ ઉપાધિના ત્રિતાપથી તપ્ત થયેલા મનુષ્યો સુખ શાન્તિની આશામાં મરુભૂમિના ધગધગતા રણમાં પાણીને માટે ભટકતા મૃગોની માફક અને હિમગિરિવરની ઉભી વાંકી ચૂકી કરોડો ઉપર ચઢતા પાંગળા આંધની માફક અહીં તહીં અથડાય છે, સંસાર સાગરના ઉંડા જળમાં ડુબકાં ખાય છે અને અંતે મનની મનમાં સમાઇ અશાત જીવડો કાળનો હવાલે થાય છે. અસાર જગતને સારરૂપ સમજી તેમાંથી સુખની આશા રાખવી તે કેવળ ભ્રમ છે. સુખશાન્તિ સત્યમાંથીજ સાધ્ય છે, અને બ્રહ્મ એજ સત્ય છે. ब्रह्मसत्यं जगन्मिथ्या । તો પછી બ્રહ્મને ઓળખવો

બ્રહ્મનેજ વળગવું. પણ તે માટે પ્રથમ જ્ઞાનની આવશ્યક્તા છે. આ જ્ઞાનને આધ્યાત્મજ્ઞાન કહે છે. સંસારીનાં દુઃખોની નિવૃત્તિ આ જ્ઞાનથીજ છે. આ જ્ઞાનમાંજ વિશ્રાંતિ છે-સદા શાન્તિ છે-અક્ષય સુખ છે-અલૌકિક પરમાનંદ છે. આ જ્ઞાનનું સાધન વેદ-ઉપનિષદ્ છે. સાધારણ મુમુક્ષુઓ માટે ઉપનિષદો અગમ્ય છે, તેથીજ યોગેશ્વર શ્રી કૃષ્ણચંદ્રે સર્વ ઉપનિષદ્નો સાર અર્જુનને ઉપદેશ્યો અને શ્રી વેદવ્યાસજીએ તેને ગીતારૂપે શ્રી મહાભારતના ભીષ્મપર્વમાં ગુથી કલિના કુટિલ જીવોને ઉદ્ધાર્યા છે. સંસારના માયાવી માનવીનાં આપ્ત જનોના મરણના શોકની નિવૃત્તિ માટે ગીતાના બીજા અધ્યાયના ૨૨, ૨૩, ૨૪ ને ૨૫, મા શ્લોકો ખરેખર દિલાસારુપ રામબાણ ઔષધ છે.

કર્માકર્મ વિવેક, ક્ષરાક્ષર વિચાર વિશ્વરૂપદર્શન યોગ અને ક્ષેત્રક્ષેત્રજ્ઞ વિચારનું દિગ્દર્શન ગીતામાં

અદ્વિતીય છે. કર્મમાં અકર્મને તથા અકર્મમાં કર્મને નિરખીને સંસારિનાં ધર્મ તરીકેનાં નિત્ય અને નૈમિતિક કર્મ નિષ્કામ વૃત્તિથી શ્રી પ્રભુ પ્રિત્યર્થે કરવાં એજ મુમુક્ષુ માટે ગીતાનો ઉપદેશ છે. વળી કર્મ, ભક્તિ અને જ્ઞાનમાર્ગને ગીતામાં એવી તો ઉત્તમ રીતે ઓતપ્રોત કરી નાખ્યાં છે કે ત્રણેની આવશ્યક્તા સરખી જ રહે છે. વેદનાં આ ત્રણ અંગ એક બીજાથી ભીન્ન થઇ શકે તેમ નથી. તેઓ એક સ્વરૂપે વેદ છે કર્મમાર્ગ ન હોય તો જીવિત નિરૂત્સાહિ થઇ શુષ્ક અને આળસુ બની જાય છે, માટે કર્મયોગનો ઉત્સાહ એ ભક્તિમાર્ગે જવાની શ્રેણી છે. કર્મમાર્ગ અથવા પ્રવૃત્તિમાર્ગમાંથી ભક્તિમાર્ગમાં જવાની શ્રેણી તે સ્તવનો અથવા ભજનો છે. આ માર્ગ સર્વે જુદા જુદા પંથના ગુરુઓએ સ્વિકારેલો છે. તેમજ આ ગીતા સાથે જુદા જુદા પંથના દેવોના સ્તવનો આપી ભક્તિમાર્ગનો રસ્તો સરળ કરી

જ્ઞાન માર્ગ જે ગીતા તેમાં પ્રવેશ કરવાનો પ્રયત્ન યથાર્થ થયો છે. હવે જો ભક્તિમાર્ગ (ઉપાસના માર્ગ) ન હોય તો જીવિત પ્રેમશૂન્ય, સ્વચ્છંદી, અશ્રદ્ધાળુ અને અવિવેકી બની જાય, કાંતો નાસ્તિકમત ઉપર અજ્ઞાનીના જીવન ચઢી જાય, માટે ભક્તિ-માર્ગના શ્રદ્ધા અને પ્રેમ એ જ્ઞાનમાર્ગ ઉપર ચઢવાના શ્રેણીરૂપ સાધનો છે. જ્ઞાનમાર્ગ ન હોય તો જીવિત અંધકારમા ગોથા ખાય, સૃષ્ટિનો અને જીવિતની અટપટી શકાનો ખુલાસો ન થાય-બ્રહ્મ જ્ઞાનથી વિમુખ રહેવાય. ગીતામા ભક્તિમાર્ગનો વેદાંતશાસ્ત્રથી વિશેષ ગુણ એ છે કે-સ્ત્રી, વૈશ્ય, શુદ્ર અને અત્યંજ, ચંડાળ ઈત્યાદિ જે પાપયોનિ છે તે પણ શ્રી ભગવાનનો આશ્રય કરીને ઉત્તમ ગતિને પામે છે.

નિર્ગુણ બ્રહ્મને ગીતામાં શ્રેષ્ઠ માન્યો છે તથાપિ વ્યક્તની ઉપાસના સુલભ હોવાથી શ્રીકૃષ્ણ

ગીતામાં પોતાના ભક્તને પોતાના વ્યક્ત રૂપનેજ ઉદ્દેશીને પોતાનેજ શરણે આવવા આગ્રહ કરે છે.

શ્રી વ્યાસજીએ ગીતાને અઢાર અધ્યાયમાં ગોઠવીને પહેલા છમાં કર્મ, બીજા છમાં ભક્તિ અને ત્રીજા છમાં જ્ઞાન પ્રતિપાદન કર્યું છે. આ અઢાર અધ્યાયની રચના સાતસો શ્લોકમા કરેલી છે ગીતાના આ સાતસો શ્લોક તે સાતસો ચિંતામણિ, સાતસો કામધેનુ, સાતસો તીર્થક્ષેત્ર, ધર્મના સાતસો સ્થંભ, સ્વર્ગનાં સાતસો પગથીયાં છે, અક્ષરધામમાં લઇ જનારાં સાતસો વિમાન છે, તે ધામનાં સાતસો દ્વાર છે. સારાંશ કે આખી ગીતા નારાયણની કૃપાની અમીવૃષ્ટિ છે. સર્વ જ્ઞાનનો સાર સાતસો શ્લોકના અંતિમ શ્લોકમાં લાવીને મૂકયો છે અને તે સત્ય છે, કારણ કે જ્યાં ધર્મક્ષેત્રમાં ધર્મયોદ્ધાને ભયાભય, કર્માકર્મ અને જયાજયનો વિવેક દર્શાવી વિપત્તિમાંથી જયના

અનુકુળ માર્ગે દોરનાર બુદ્ધિમંત સારથી છે, જ્યાં શક્તિ અને યુક્તિ છે, જ્યાં ભક્ત અને ભગવાન છે ત્યાં સદા વિજય જ છે.

ભિન્ન ભિન્ન સંપ્રદાયને લઇને આ જમાનો પ્રવૃત્તિમાર્ગનો—સ્વતંત્રતાનો છે. હરેક સંપ્રદાયિ ફક્ત પોતાનાજ ઇષ્ટદેવતાને પૂજ્ય, પરમ ઐશ્વર્ય પરમ પુરૂષોત્તમ માનીને તેમનીજ મૂર્ત્તિને કે ચિત્રપટને ચક્ષુની સમિપ રાખી કે તેમાં સમાવી તેમનીજ ઉપાસના કરે છે. સર્વ સંપ્રદાયનું લક્ષ્ય-બિંદુ એકજ છે પણ ત્યાં પહોંચવાના પંથ જુદા છે. અસ્તુ, તેમ હો, કોઇપણ ભાવે, કોઇપણ રુપે—કોઇપણ નામે પ્રભુને ભજો, તેની મૂર્ત્તિને તેના ચિત્રપટને ચક્ષુદ્વારા હૃદયમાં સ્થાન આપો. અન્ય ધર્મની ઉપેક્ષાએ આપણો ધર્મ કદાપિ ઉતરતો લાગે તો પણ સ્વધર્મજ શ્રેયસ્કર છે. સ્વધર્માચરણમાં મરણ થાય તોપણ તે કલ્યાણકારી

છે, પણ પરધર્મ ગમે તેવો હોય તોપણ તે વધારે ભયંકર છે. (અ. ૩ શ્લોક ૩૫).

હરકોઇ શાસ્ત્રિય ગ્રંથની શરૂઆત મંગલ સ્તવનથી થતી આવી છે, પછી તે સ્તવન ભગવાનની અનેક પૈકી એક કે વધારે વિભૂતિનાં હોય પણ તે હરેક વાંચકને પોતાના સંપ્રદાય પ્રમાણે પ્રિય અને ઇષ્ટ જ હોઇ શકે. ગીતામાં કહેલું છે કે જે જે દેવોનું શ્રદ્ધાથી જે કોઇ યજન કરે છે તે તે દેવોમાં શ્રીકૃષ્ણ પ્રભુ છે. દરેક આચાર્યોએ શ્રુતિ, સ્મૃતિ તથા ગીતાના પોતાના સંપ્રદાયને અનુકુળ પડતા યુક્તિપૂર્વક અર્થ કરીને ખાસ ભક્તિમાર્ગનેજ પુષ્ટિ આપી તેનું પ્રાબલ્ય વધાર્યું, આ સાંપ્રદાયિક સ્થિતિ લક્ષમાં રાખીને આ લઘુ ગ્રંથમાં પ્રભુની કેટલીક વિભૂતિઓનાં સુંદર ચિત્રપટો અને તે સાથે તેનાં સમશ્લોકી મંગલ સ્તવનો મૂકવામાં લેખકને ધન્યવાદ ઘટે છે. આ

ચોથી આવૃત્તિ સર્વ ભાવિક મુમુક્ષુઓના આદરને પ્રાપ્ત થઈ લેખકને નવિન આવૃત્તિની પ્રવૃત્તિમાં પ્રેરશે એવી સંપૂર્ણ આશા છે.

ઇતિ ૐ શાન્તિઃ ॥ શાન્તિઃ ॥ શાન્તિઃ ॥

વિજયાદશમી. સં. ૧૯૮૧ } ભાઈલાલ જ. ઉપાધ્યાય.



## વિજ્ઞપ્તિ.

ગઇ આવૃત્તિની વિજ્ઞપ્તિમાં લેખકે જણાવેલા આદેશો ધ્યાનમાં લઇ જે જે ગૃહસ્થોએ આ આવૃત્તિ કાઢવામા સહાય કરી છે તેમની દયાળુ અને ઉદાર વૃત્તિ માટે દરેક ધર્માભિમાનીને આનંદ થશેજ.

આ પ્રવૃત્તિના જમાનામાં દેવમંદીર જવાને પણ કેટલાકો વખત ફાજલ પાડી શકતા નથી; તેથી કોઇપણ ભાવે, કોઇપણ રૂપે, કોઇપણ નામે પ્રભુને ભજાય અને ભક્તિમાર્ગમાંથી જ્ઞાનમાર્ગમાં જવાય તે માટે જુદા જુદા દેવ દેવીઓના સ્તવનો ૨૪ ફોટા સહિત આપવામાં આવ્યા છે, જેથી કોઇ પણ સંપ્રદાયના મનુષ્યને પોતાના ઇષ્ટદેવની આરાધના કરવાનુ સરળ થઇ પડે.

ગીતાના પુસ્તકનો બહોળો પ્રચાર કરી લોકોમાં ધાર્મિકવૃત્તિઓ અનેચૈતન્યો ચેતવવાનારા લેખકના પ્રયાસને ઉત્તેજન મળે એજ મારી વિજ્ઞપ્તિ છે.

**મણીલાલ કે. દેશાઈ.**

# આભાર.

આ ધાર્મિક કામમાં જે જે સદ્‌ગૃહસ્થોએ અગાઉથી આશ્રય આપ્યો છે તેમનાં નામો અત્રે આભાર સહિત જણાવવામાં આવે છે.

| નકલ. | નામ. |
|---|---|
| ૧૦૦૦) | સર પ્રભાશંકર ડી. પટ્ટણી કે.સી.આઇ.ઈ. પ્રેસીડન્ટ ઓફ ધી એડમીનીસ્ટ્રેટીવ કૌન્સીલ ભાવનગર સ્ટેટ. |
| ૧૦૦૦) | એક હિતચિંતક. |
| ૧૦૦૦) | શેઠ કરસનદાસ ધરમસી સુંદરદાસ. |
| ૧૦૦૦) | ગંગાસ્વરૂપ બાઈ ઝવેરબાઈ. |
| ૧૦૦૦) | ડાકટર મુલચંદ દામોદરદાસ મુકાતી. એલ. એમ. એન્ડ એસ. |
| ૧૦૦૦) | મોનજી સુંદરજી કાપડીઆ તરફથી શેઠ સોમજી સુંદરજી. |
| ૧૦૦૦) | શેઠ અન્નાસાહેબ નારણદાસ ઠાકરસી. |
| ૧૦૦૦) | રા. રા. મણીલાલ કે. દેસાઈ, બી. એ. એલ. એલ. બી. |
| ૧૦૦૦) | એક શ્રદ્ધાળુ ગૃહસ્થ. |
| ૫૦૦) | શેઠ પ્રાણલાલ કેશવજી ગાંધી. |

ॐ 3

श्री सचित्र स्तवन समश्लोकी

# सरळ भगवद्‌गीता.

## मंगलाचरण.

स जयति सिंधुरवदनो देवोयत्पादपंकजस्मरणम् ।
वासरमणिरिव तमसांराशीन्नाशयनिविघ्नानाम् ॥

---

વિજય ગજાનન કેરો, થાઓ જેનાંચર્ણકમળ સ્મરતાં,
રવિ ઉદયે તમ રાશી, નાસે તેવી રીતે વિઘ્ન પડતાં.

---

## ॐ वेद स्तवन.

विश्वानि देव सवितर्दुरितानि परासुव ।
यद्भद्रं तन्न आसुव ॥

વિશ્વકર્તા અવિનાશી, પ્રકાશી દિવ્ય તે રૂપે,
કરી નાશ સહુ દુઃખો, સુખને વરસાવજે.

---

१

# श्री गणेश स्तवन.

नमस्तस्मै गणेशाय सर्वविघ्नविनाशिने ।
कार्यारम्भेषु सर्वेषु पूजितो यः सुरैरपि ॥

सुमुखश्चैकदंतश्च कपिलो गजकर्णकः ।
लम्बोदरश्च विकटो विघ्ननाशो गणाधिपः ॥

धूम्रकेतुर्गणाध्यक्षो भालचन्द्रो गजाननः ।
द्वादशैतानि नामानि यः पठेच्छृणुयादपि ॥

विद्यारम्भे विवाहे च प्रवेशे निर्गमे तथा ।
संग्रामे संकटे चैव विघ्नस्तस्य न जायते ॥

जपेद्गणपतिस्तोत्रं षड्भिर्मासैः फलं लभेत् ।
संवत्सरेण सिद्धिं च लभते नात्र संशयः ॥

૩

# શ્રી ગણેશ સ્તવન.



ૐ નમઃ શ્રીગણેશાય સર્વ વિઘ્ન વિદારક,
આરંભમાં સહુ કાર્યે, દેવો યે પ્રથમે પૂજે.
એકદંત સુમુખો ને, કપિલો ગજ કર્ણક,
લંબોદર વિકટો ને, વિઘ્નનાશો ગણાધિપ.
ધૂમ્રકેતુ ગણાધ્યક્ષ, ભાલચંદ્ર ગજાનન,
જો આ બાર જપે નામ, સુણાવે સાંભળે ભણે.
વિદ્યારંભે વિવાહે ને, પ્રવેશે ને પ્રયાણમાં,
યુદ્ધમાં આપત્તિકાળે, આવે વિઘ્ન કંઇ જ ના.
જપે ગણપતિ સ્તોત્ર, પામે ફળ છ માસમાં,
મળે સિદ્ધિ વર્ષ થાતાં, તેમાં સંશય ના જરા.

# ॐ श्री इष्टदेव स्तवन.

## ध्यान.

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥

यंब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वंति दिव्यैःस्तवै
र्वेदैःसांगपदक्रमोपनिषदैर्गायंति यं सामगाः॥
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं
योगिनो ।
यस्यांतं न विदुःसुरासुरगणा देवाय तस्मै नमः

प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ।
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥

# ॐ શ્રી ઇષ્ટદેવ સ્તવન.

## ધ્યાન.

મુંગો વાચાળ થાયે ને, પાંગળો પર્વતે ચઢે,
જેની કૃપાવડે વંદુ, પરમાનંદ માધવ.

બ્રહ્મા ઈંદ્ર વરૂણ રુદ્ર મરુતો, સ્તોત્રે સ્તવે દિવ્યથી,
ગાયે અંગપદ ક્રમોપનિષદે, વેદે સદા સામકો,
દેખે ધ્યાનમહીં ડુબ્યા મનથકી, તદ્રૂપ યોગીજનો,
પામે પાર નહિ સુરાસુર ગણો, એવા પ્રભુને નમું.

ધર્યું ચાબુક છે હસ્તે, ને દાતા કલ્પવૃક્ષશા,
જ્ઞાનમુદ્રા નમું કૃષ્ણ, દોહનારા ગીતામૃત.

१

# श्री सूर्य स्तवन.



नमोस्तु सूर्याय नमोस्तु भानवे ।
नमोस्तु वैश्वानर जातवेदसे ॥
ममैतदर्घ्यं प्रतिगृह्ण देव ।
देवाधिदेवाय नमो नमस्ते ॥

* * *

त्वमेव माता च पिता त्वमेव ।
त्वमेव बन्धुश्च सखा त्वमेव ।
त्वमेव विद्या द्रविणं त्वमेव ।
त्वमेव सर्वं मम देवदेव ॥

૭

# શ્રી સૂર્ય સ્તવન.



નમું હું ભાનુ ત્યમ સૂર્ય દેવને,
નમું હું વૈશ્વાનર જાતવેદને;
આ અર્ઘ્યે કેરો કરજો સ્વિકાર હે,
દેવો તણા દેવ! નમું હું આપને.

*　　*　　*

માતા તમે તેમ પિતા તમે છો,
બંધુ તમે તેમ સખા તમે છો;
વિદ્યા તમે તેમ ધને તમે છો,
મ્હારા તમે છો સહુ દેવ દેવ.

८

## श्री विष्णु स्तवन.



शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशम् ।
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभाङ्गम् ॥
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यम्
वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ॥

नमोस्त्वनन्ताय सहस्रमूर्तये ।
सहस्रपादाक्षिशिरोरुबाहवे ॥
सहस्रनाम्ने पुरुषाय शाश्वते ।
सहस्रकोटीयुगधारिणे नमः ॥

૯

# શ્રી વિષ્ણુ સ્તવન.



શાન્તાકારી ભુજગશયને દેવ હે પદ્મનાભ !
વિશ્વાધારી ગગન સમ છે, મેઘવર્ણું શુભાંગ;
લક્ષ્મીકાન્ત કમલનયન, યોગિ ધ્યાને જ ગમ્ય
વંદુ વિષ્ણુ ભવભયહર ને, લોકના એક નાથ.

*　　*　　*

અનન્ત નામું હું સહસ્ર મૂર્તિ,
સહસ્ર ચર્ણો શિર ઊરુ બાહુ;
સહસ્ર નામે પુરુષે સનાતન,
,સહસ્ર યુગો ધરતા નમું પ્રભુ !

# श्री शंकर स्तवन.



पशूनां पतिं पापनाशं परेशम् ।
गजेन्द्रस्य कृत्तिं वसानं वरेण्यम् ॥
जटाजूटमध्ये स्फुरद्गाङ्गवारिम् ।
महादेवमेकं स्मरामि स्मरारिम् ॥

*           *           *

नमस्ते नमस्ते विभो विश्वमूर्ते ।
नमस्ते नमस्ते चिदानन्दमूर्ते ॥
नमस्ते नमस्ते तपोयोगगम्य ।
नमस्ते नमस्ते श्रुतिज्ञानगम्य ॥

# શ્રી શંકર સ્તવન.



ભૂતોના પતિ, પાપ હર્તા મહેશ,
ધરે હસ્તિના રાજનું ચર્મ શ્રેષ્ઠ;
જટા મધ્ય ગંગા, સિંચે વારી અંગે,
મહાદેવ એક સ્મરૂં કામ શત્રુ.

* * *

નમું હું નમું હું, વિભુ વિશ્વમૂર્તિ,
નમું હું નમું હું, ચિદાનંદમૂર્તિ;
નમું હું નમું હું, તપ યોગગમ્ય,
નમું હું નમું હું, શ્રુતિ જ્ઞાનગમ્ય.

१२

# श्री गायत्री स्तवन.

---

गायत्रीं त्र्यक्षरां बालां साक्षसूत्रकमंडलुम् ।
रक्तवस्त्रां चतुर्हस्तां हंसवाहनसंस्थिताम् ॥

ऋग्वेदे च कृतोत्संगां सर्वलक्षणसंयुताम् ।
ब्रह्माणींब्रह्म दैवेत्यां ब्रह्मलोकनिवासिनीम् ॥

आवाहयाम्यहं देवीमायांतीं सूर्यमंडलात् ।
आगच्छ वरदे देवि त्र्यक्षरे ब्रह्मवादिनि ।
गायात्रि छन्दसां मातब्रह्मयोनि नमोऽस्तु ते ॥

गायत्रीं स सकृत् स्मृत्वा जपलक्षफलं भवेत् ।
गायत्रीं दशधा जप्त्वा दशलक्षफलं भवेत् ॥

# શ્રી ગાયત્રી સ્તવન.



ગાયત્રી ત્ર્યક્ષરી બાળા, માળા કમંડલુ સહે,
લાલ વસ્ત્ર ચતુર્ભુજા, હંસવાહનવાળી જે.

ખોળે ધરેલ ઋગ્વેદ, સંયુક્ત સર્વ લક્ષણી,
બ્રહ્માણી બ્રહ્મ દેવાળી, બ્રહ્મલોક નિવાસીની.

આવાહન કરૂં દેવી, સૂર્યલોકથી આવતી,
વરદાત્રી પધારોને, ત્ર્યક્ષરી બ્રહ્મવાદિની,
ગાયત્રી વેદની માતા, બ્રહ્મયોનિ નમું તુંને.

એકદા જપ ગાયત્રી, એક લક્ષ ફળ દીએ,
દશ વાર જપે તેને, દશ લક્ષ ફળ મળે.

# श्री राम स्तवन.



श्रीराम राम रघुनंदन राम राम ।
श्रीराम राम भरताग्रज राम राम ॥
श्रीराम राम रणकर्कश राम राम ।
श्रीराम राम शरणं भव राम राम ॥



श्रीरामचंन्द्रचरणौ मनसा स्मरामि ।
श्रीरामचन्द्रचरणौ वचसा गृणामि ॥
श्रीरामचन्द्रचरणौ शिरसा नमामि ।
श्रीरामचन्द्रचरणौ शरणं प्रपद्ये ॥

# શ્રી રામ સ્તવન.



શ્રી રામ રામ રઘુનંદન રામ રામ,
શ્રી રામ રામ ભરતાગ્રજ રામ રામ;
શ્રી રામ રામ રણકર્કશ રામ રામ,
શ્રી રામચંદ્ર ચરણો શરણે વિરામ.



શ્રી રામચંદ્ર ચરણો મનમાં સ્મરૂં હું,
શ્રી રામચંદ્ર ચરણો વચને વદું હું;
શ્રી રામચંદ્ર ચરણે શિરથી નમું હું,
શ્રી રામચંદ્ર ચરણે શરણે રહું હું.

# श्री हनुमान स्तवन.



मनोजवं मारुततुल्यवेगं ।
जितेन्द्रियं बुद्धिमतां वरिष्ठम् ॥
वातात्मजं वानरयूथमुख्यं ।
श्रीरामदूतं शरणं प्रपद्ये ॥



वज्राङ्गं पिङ्गकेशाढ्यं स्वर्णकुण्डलमण्डितम् ।
नियुद्धमुपसंक्रम्य पारावारपराक्रमम् ॥



वामहस्ते गदायुक्तं पाशहस्तं कमण्डलुम् ।
ऊर्ध्वदक्षिणदोर्दण्डं हनुमन्तं विचिन्तयेत् ॥

# શ્રી હનુમાન સ્તવન.



વાયુ મનોવેગ સમી ગતિ છે,
ધીમાન જીતેંદ્રિય ને વરિષ્ટ;
વાયુ સુત વાનરજૂથ મુખ્ય,
શ્રી રામદૂત શરણે રહું હું.



વજ્ર અંગી પિળા કેશે, સ્વર્ણ કુંડલ શોભતા,
નિયુદ્ધ ઉપસંહારી, પારાવાર પરાક્રમી.



વામ હસ્તે ગદાધારી, પાશ હસ્તે કમંડલુ,
ખભાપરે ગદાધારી, મારૂતીને નમું નમું.

# श्री कृष्ण स्तवन.

हा नाथ हा कृपानाथ गोपीनाथ दयानिधे ।
व्रजनाथ रमानाथ निजनाथ जगत्पते ॥
गोकुलाधीश गोपीश व्रजाधीश व्रजप्रिय ।
व्रजानंद निजानंद गोकुलानंद गोप्रिय ॥
हा कृष्ण हा दयासिंधो हा राधावर सुंदर ।
दीनेषु सततं श्रीमन्निजाचार्याऽऽश्रितेषु च ॥
दुष्टेषु दोषपुष्टेषु भाग्यमुष्टेषु मत्प्रभो ।
निःसाधनेषून्मतिषु दयां कुरु दयां कुरु ॥
वसुदेवसुतं देवं कंसचाणूरमर्दनम् ।
देवकीपरमानंदं कृष्णं वंदे जगद्गुरुम् ॥

૧૯

# શ્રી કૃષ્ણ સ્તવન.



હે નાથ હે કૃપાનાથ, ગોપીનાથ દયાનિધિ;
વ્રજનાથ રમાનાથ, નિજનાથ જગત્પતિ.

ગોકુળાધીશ ગોપીશ, વ્રજાધીશ વ્રજપ્રિય;
વ્રજાનંદ નિજાનંદ, ગોકુળાનંદ ગોપ્રિય.

હે કૃષ્ણ હે દયાસિંધુ, હે રાધાવર સુંદર;
દીન આચાર્ય આશ્રિત, દયા આપ કરો વર.

ભરેલો દુષ્ટ દોષેથી, દુષ્ટબુદ્ધિ અભાગિયો;
પ્રભુ હું છું પરાધીન, દયા આપ પ્રભુ! કરો.

વસુદેવ તણા પુત્ર, કંસ ચાણૂર મારતા;
દેવકી પરમાનંદ, વંદુ કૃષ્ણ જગત્ ગુરૂ.

# श्री महालक्ष्मी स्तवन.



नमस्तेऽस्तु महामाये, श्रीपीठे सुरपूजिते ।
शंखचक्रगदाहस्ते, महालक्ष्मि नमोऽस्तु ते ॥
नमस्ते गरुडारूढे, कोलासुर भयंकरि ।
सर्वपापहरे देवि, महालक्ष्मि नमोऽस्तु ते ॥
सर्वज्ञे सर्ववरदे, सर्वदुष्टभयंकरि ।
सर्वदुःखहरे देवि, महालक्ष्मि नमोऽस्तु ते ॥
सिद्धिबुद्धिप्रदे देवि, भुक्तिमुक्तिप्रदायिनि ।
मंत्रमूर्ते सदा देवि, महालक्ष्मि नमोऽस्तु ते ॥
विश्वकर्त्री विश्वभर्त्री विश्वत्रात्री विश्वेश्वरी ।
विश्वाराध्या विश्वबाह्या महालक्ष्मि
नमोऽस्तु ते ॥

૨૧

# શ્રી મહાલક્ષ્મી સ્તવન.



નમું હું તે મહામાયા, જેને સર્વ સુરો પૂજે,
શંખ ચક્ર ગદા હસ્તે, મહાલક્ષ્મિ નમું હું તે.

નમું હું ગરુડારૂઢી, કોલાસુર ભયંકરી,
પાપ સર્વ હરો દેવી, મહાલક્ષ્મિ નમું હું તે.

સર્વજ્ઞ વરદાયિની, સર્વ દુષ્ટ ભયંકરી,
દુઃખો સર્વ હરો દેવી, મહાલક્ષ્મિ નમું હું તે.

સિદ્ધિ બુદ્ધિજ દેનારાં, ભુક્તિમુક્તિજ આપતી,
મંત્ર મૂર્તિ સદા દેવિ, મહાલક્ષ્મિ નમું હું તે.

વિશ્વકર્ત્રી વિશ્વભર્ત્રી, વિશ્વત્રાત્રી વિશ્વેશ્વરી.
વિશ્વારાધ્યા વિશ્વબાહ્યા, મહાલક્ષ્મિ નમું હું તે.

# श्री सरस्वती स्तवन.

शुक्लां ब्रह्मविचारसारपरमामाद्यां
जगद्व्यापिनीम् ।
वीणापुस्तकधारिणीमभयदां
जाड्यान्धकारापहाम् ॥
हस्ते स्फाटिकमालिकां विदधतीं
पद्मासने संस्थिताम् ।
वंदे तां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदां शारदाम् ॥

---

नमोऽस्तु ते सरस्वति, त्रिशूलचक्रधारिणि ।
सितांबरावृते शुभे, मृगेंद्रपीठसंस्थिते ॥
सुवर्णबन्धुराधरे, सुझल्लरीशिरोरुहे ।
सुवर्णपद्मभूषिते, नमोस्तु ते महेश्वरि ॥
यज्ञविद्या महाविद्या गुह्यविद्या च शोभने ।
आत्मविद्या च देवी त्वं विमुक्ति फलदायिनी ॥

# શ્રી સરસ્વતી સ્તવન.

ધોળાં બ્રહ્મવિચારસાર પરમા
આદ્યા જગદ્ વ્યાપિની,
વીણાપુસ્તકધારિણિ અભયદા
અંધારૂં જડનાશિની,
હસ્તે સ્ફાટિકમાલીકાજ ધરતી પદ્માસને બેસતી,
વંદુ હું પરમેશ્વરી ભગવતી બુદ્ધિપ્રદા શારદા.

---

નમું હું હે સરસ્વાત, ત્રિશૂળ ચક્ર ધારિણિ,
બિરાજે શ્વેત વસ્ત્રોને, સિંહાસને બિરાજતી.
સુવર્ણબંધુરાધરે, સુઝલ્લરી શિરોરૂહે,
સુવર્ણ પદ્મ શોભતી, નમું હું હે મહેશ્વરી.

---

યજ્ઞવિદ્યા મહાવિદ્યા, ગુહ્યવિદ્યા સુશોભતી,
આત્મવિદ્યા તું છે દેવી, મોક્ષદાયિની હું નમું.

# श्री देवी स्तवन.

अनन्तरूपिणी लक्ष्मीरपारगुणसागरी ।
अणिमादिसिद्धिदात्री शिरसा प्रणमाम्यहम् ॥
आपदुद्धारिणी त्वं हि आद्या शक्तिः शुभापरा ।
आद्या आनन्ददात्री च शिरसा प्रणमाम्यहम् ॥
जगन्माता जगत्कर्त्री जगदाधाररूपिणी ।
जयप्रदा जानकी च शिरसा प्रणमाम्यहम् ॥
अन्नपूर्णे सदापूर्णे शंकरप्राणवल्लभे ।
ज्ञान वैराग्य सिद्ध्यर्थं भिक्षान्देहि च पार्वति ॥
या देवी सर्वभूतेषु शक्तिरूपेण संस्थिता ।
नमस्तस्यै नमस्तस्यै नमस्तस्यै नमोनमः ॥

## ૨૫

# શ્રી દેવી સ્તવન.



અનંત રૂપિણી લક્ષ્મી, અપાર ગુણ સાગરી,
અણિમાદિ સિદ્ધિને દ્યો, વંદુ શિર નમાવી હું.

ઉદ્ધારો આપદામાંથી આદ્ય શક્તિ તમે વડી,
આનંદદાતા કલ્યાણી, વંદુ શિર નમાવી હું.

વિશ્વમાતા વિશ્વકર્ત્રી, દેવી જગત ધારિણી,
જયદાતા જાનકી હે, વંદુ શિર નમાવી હું.

અન્નપુર્ણા સદાપૂર્ણા, શંકર પ્રાણ વલ્લભા,
જ્ઞાન વૈરાગ્યને માટે, ભીક્ષા માગું હું પાર્વતિ.

જે દેવી સર્વ ભૂતોમાં, શક્તિરૂપે વસી રહી,
નમું તેને નમું તેને, નમું તેને નમું નમું.

# श्री नवग्रह स्तवन.



जपाकुसुमसंकाशं काश्यपेयं महाद्युतिम् ।
तमोरिं सर्वपापघ्नं प्रणतोऽस्मि दिवाकरम् ॥
दधिशंखतुषाराभं क्षीरोदार्णवसंभवम् ।
नमामि शशिनं सोमं शंभोर्मुकुटभूषणम् ॥
धरणीगर्भसंभूतं विद्युत्कांतिसमप्रभम् ।
कुमारं शक्तिहस्तं च मङ्गलं प्रणमाम्यहम् ॥
प्रियंगुकलिकाश्यामं रूपेणाप्रतिमं बुधम् ।
सौम्यं सौम्यगुणोपेतं तं बुधं प्रणमाम्यहम् ॥
देवानां च ऋषीणां च गुरुं कांचनसन्निभम् ।
बुद्धिभूतं त्रिलोकेशं तं नमामि बृहस्पतिम् ॥

# શ્રી નવગ્રહ સ્તવન.



જાસ્વંતિ ફૂલના જેવા, તેજસ્વી કશ્યપ સુત,
હર્તા અજ્ઞાન અંધારૂં, નમું હું હે દિવાકર;

શંખ હિમ દહીં જેવા, જન્મ્યા જે ક્ષીરસાગરે,
ભૂષણ શંભુને શિરે, નમું હું સોમ ચંદ્રને.

પ્રગટ્યા પૃથ્વી ગર્ભે, ને વિજળી સમ કાન્તિ છે,
શક્તિ આયુધ હસ્તે જે, બાલ મંગળ હું નમું.

કાંગ પુષ્પ સમા શ્યામ, રૂપવાંળા અનૂપમ.
બુદ્ધિમાન ગુણે શ્રેષ્ઠ, ચંદ્રના બુધને નમું.

ગુરુદેવ ઋષિયોના, ને સોના સમ શોભતા,
બુદ્ધિભૂત ત્રિલોકેશ, નમું છું હું બૃહસ્પતિ.

हिमकुन्दमृणालाभं दैत्यानां परमं गुरुम् ।
सर्वशास्त्रप्रवक्तारं भार्गवं प्रणमाम्यहम् ॥

नीलांजनसमाभासं रविपुत्रं यमाग्रजम् ।
छायामार्तंडसम्भूतं तं नमामि शनैश्चरम् ॥

अर्धकायं महावीर्यं चंद्रादित्यविमर्दनम् ।
सिंहिकागर्भसंभूतं तं राहु प्रणमाम्यहम् ॥

पलाशपुष्पसंकाशं तारकाग्रहमस्तकम् ।
रौद्रं रौद्रात्मकं घोरं तं केतुं प्रणमाम्यहम् ।

श्री शनिदेवनो वेदोक्त मंत्र.

ॐशन्नो देवी रभिष्टय आपो भवन्तु
पीतये । शं यो रभिस्रवन्तु नः ॥

૩૧

# શ્રી દત્તાત્રય સ્તવન.



બ્રહ્મા મુરારી ત્રિપુરાંતકારી,
ભાનુ શશિ મંગળ બુધ ભારી;
ગુરુ ને શુક્ર શનિ રાહુ કેતુ,
કરો સહુએ મુજ સુપ્રભાત.

પાંડુરંગી જટાધારી, શૂલ હાથે કૃપાનિધિ,
રોગ સર્વ હરો દેવ, ૐ દત્તાત્રય હું ભજું.

જગ ઉત્પન્ન કર્તા ને, સ્થિતિ સંહાર હેતુ છો,
ભવબંધનને છેદો, ૐ દત્તાત્રય હું નમું.

નાશકર્તા જરા જન્મ, દેહ શુદ્ધિ કરાવીને,
દિગંબર દયામૂર્તિ, ૐ દત્તાત્રય હું નમું,

ॐ

# श्री गायत्री मंत्र.

ॐ भूर्भुवः स्वः । तत्सवितुर्वरेण्यंभर्गो
देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥

સત્ ચિદાનંદ પ્રભુના, શ્રેષ્ટ તેજનું ધ્યાન સૌ,
ધરીયે જે વડે સૌને, પ્રેરે સદ્બુદ્ધિને બહુ.

# श्री मातृभूमि स्तवन.

नमामि भारति मातस्वतंत्रा या सदा स्थिता ।
न त्वामिच्छाम्यहं द्रष्टुं बद्धां निगडबन्धनैः ॥

નમું હું ભારતિ માતા, જે સ્વતંત્ર સદા રહી,
તને જોવા ન હું ઇચ્છું, બેડીથી જકડાયલી.

वंदे मातरमव्यक्तां व्यक्तां च जननीं पराम् ।
दीनोऽहं बालकः कांक्षे सेवां जन्मनि जन्मनि

વંદું અદૃશ્ય માતા હું, દૃશ્યા હે જનની ભલી,
દીન બાળક હું ઇચ્છું, સેવા સૌ જન્મ તાહરી.

# ॐ वेदात्मा स्तवन.

यः सर्वेषु भूतेषु तिष्ठन् सर्वेभ्यो भूतेभ्योऽन्तरो ।
यं सर्वाणि भूतानि न विदुर्यस्य सर्वाणि
भूतानि शरीरं ।
यः सर्वाणि भूतान्यन्तरो यमयत्येष त
आत्मान्तर्याम्यमृतः ॥

સર્વ ભૂતે રહેલો જે, સર્વ ભૂત મહીં જ છે,
સર્વ ભૂતો ન જાણે તે, સર્વ ભૂત જ દેહ છે;
સર્વ ભૂતે રહીને જે, સૌને નિયમે રાખતો,
એ તારો અંતર્યામિ, આત્મા અમર દેવ છે.

यो देवोऽसौ योऽप्सु यो विश्वं भुवनमाविवेश ।
य ओषधिषु यो वनस्पतिषु तस्मै देवाय
नमो नमः ॥

જે દેવ અગ્નિ પાણીમાં, વિશ્વ આખે વ્યાપી રહ્યો
ઓષધિ વનસ્પતિમાં, વસે દેવ તેને નમો.

# श्री नाथजी स्तवन.



श्रीनाथः सर्वदा स्मर्यः सर्वलीलासमन्वितः ।
भक्तैकहृदयस्थायी सकलः पुरुषोत्तमः ॥

अस्माकं साधनं साध्यं श्रीनाथः शरणं मम ।
संपत्स्वापत्स्वपि सदा स्वाचार्यचरणोदितम् ॥

श्रीमदाचार्यकृपया तिष्ठति स्वगृहे नाथः ।
एवंविधः सदा हस्ते योगिनः पारदो यथा ॥

सर्वदा सर्वभावैकहेतुभूतेषु सर्वथा ।
श्रीनाथजीचरणेषु स्थाप्यतां तन्मयं मनः ॥

अमंदपरमानंदो निजानंदो श्रेयस्स्थितः ।
स्वरूपानंददाता च श्रीनाथः शरणं मम ॥

# શ્રીનાથજી સ્તવન.

સ્મરૂં શ્રીનાથજી નિત્ય, સર્વ લીલા બનાવી તે,
ભક્તને હૃદયે સ્થાપી, શ્રી કૃષ્ણ પુરૂષોત્તમે.

બ્રહ્મસ્મરણ આ મંત્ર, "શ્રીનાથ:શરણં મમ"
સુખ દુ:ખે સદા વંદુ, શ્રી આચાર્ય મહા પ્રભુ.

શ્રી વલ્લભ કૃપાથી જ, બિરાજે નાથ સ્વગૃહે,
જેમ યોગી ભરે પારો, સાવધાને ભજો ત્યમે.

સર્વદા સર્વ ભાવેથી, હેતુભૂત શ્રીનાથને,
ચરણે મન તન્મય, સર્વથા સ્થાપી તે રીતે.

અધિક પરમાનંદ નિજાનંદ દીયો સુખ,
સ્વરૂપાનંદ દાતા છો, "શ્રીનાથ: શરણં મમ"

३६

# श्री वेंकटेश स्तवन.



श्रियः कान्ताय देवाय कल्याणनिधयेऽर्थिनाम्
श्रीवेंकटनिवासाय श्रीनिवासाय मंगलम् ॥

लक्ष्मीसविभ्रमालोक सभ्रूविभ्रमचक्षुषे ।
चक्षुषे सर्वलोकानां श्रीनिवासाय मंगलम् ॥

नित्याय निरवद्याय सत्यानन्द चिदात्मने ।
सर्वान्तरात्मने श्रीमद् वेंकटेशाय मंगलम् ॥

परस्मै ब्रह्मणे पूर्णकामाय परमात्मने ।
प्रपन्नपरतत्वाय वेंकटेशाय मंगलम् ॥

नमः श्रीवेंकटेशाय शुद्धज्ञानस्वरूपिणे ।
वासुदेवाय शान्ताय श्रीनिवासाय मंगलम् ॥

# શ્રી વેંકટેશ સ્તવન.

શ્રી લક્ષ્મીકાન્ત દેવેશ, ભક્ત કલ્યાણ સાગર,
શ્રી વેંકટે રહેનારા, શ્રી નિવાસને હું નમું.

શ્રી લક્ષ્મીને વિલાસેથી, જોતાં નેત્ર કટાક્ષથી,
સૌ જનોનાં પ્રભુ રૂપ, શ્રી નિવાસને હું નમું.

નિત્ય અનિંદ્ય પ્રભુને, ૐ સચ્ચિદાનંદ પ્રભુ,
શ્રીમદ્ અંતર્યામી જે, વેંકટેશને હું નમું.

પરબ્રહ્મ સ્વરૂપાળા, પુર્ણ કામી પરમાત્મા,
પ્રપન્ન પર તત્વાળા, શ્રી વેંકટેશ હું નમું.

"નમ: શ્રી વેંકટેશાય" શુદ્ધ જ્ઞાન સ્વરૂપ જે,
શાન્ત શ્રી વાસુદેવા હે! શ્રી નિવાસને હું નમું.

# जगन्नाथ स्तवन.



कदाचित्कालिन्दी तटविपिनसंगीतकरवो ।
मुदाभीरी नारी वदनकमला स्वाद मधुपः ॥
रमाशंभुब्रह्मामरपतिगणेशार्चितपदो ।
जगन्नाथः स्वामी नयनपथगामी भवतु मे ॥



महांभोधेस्तीरे कनकरुचिरे नीलशिखरे ।
वसन्प्रासादान्तः सहजबलभद्रेण बलिना ।
सुभद्रामध्यस्थः सकलसुरसेवावसरदो ।
जगन्नाथः स्वामी नयनपथगामी भवतु मे ॥

# શ્રી દ્વારિકાનાથ સ્તવન.

હે બળીભદ્રના બંધુ, પારીજાતક લાવતા,
અર્જૂનના સખા કૃષ્ણ, દ્વારિકાધિશને નમું.

શંખાસુર પ્રાણહર, રુક્મણી પ્રાણવલ્લભ,
હાથે બંસીધર કૃષ્ણ, દ્વારિકાધિશને નમું.

રમેશ દેવકી પુત્ર, સચ્ચિતાનંદ સ્વરૂપ,
ગોપીનાથ ઘનશ્યામ, દ્વારિકેશ નમું નમું.

શ્રીકૃષ્ણ રુક્મણી કાન્ત, ગોપીજન મનોહર,
સંસાર સાગરે ડુબું, મને તાર જગદ્ગુરૂ.

કેશવ ક્લેશના હર્તા, નારાયણ જનાર્દન,
ગરૂડધ્વજ ગોવિંદ, દ્વારિકાધિશને નમું.

# श्री डाकोरजी स्तवन.

रे रे नाथ कृपानाथ लोकनाथ जगद्गुरो ।
वायुवाहन भूतेश श्रीरणछोड नमोऽस्तु ते ॥
शंखचूड कंस काल श्रीनिधे भक्तवत्सल ।
कंदर्पकोटिलावण्य डंकपूरपते नमः ॥
रमाकान्त जितक्रोध मुकुन्द मुरमर्दन ।
मेघनाथ पद्मनाभ डाकोराधीश ते नमः ॥
घनश्याम नमामि त्वां नारायण महाप्रभो ।
जीवाभयप्रदकृष्ण द्वारिकाऽगत मेऽवतु ॥
शान्तमूर्ते विश्वरूपः बोडाणावरद प्रभो ।
स्त्रीसहस्रैः परिवृत श्रीरणछोड नमोऽस्तु ते ॥

# શ્રી ડાકોરજી સ્તવન.



અહો નાથ કૃપાનાથ, લોકનાથ જગદ્‌ગુરૂ,
વાયુ વાહન ભૂતેશ, નમું શ્રી રણછોડજી.

શંખચૂડ કંસ કાળ, શ્રી નિધિ ભક્તવત્સલ,
કામદેવ સમ કાન્તિ, શ્રી ડાકોરજીને નમું.

રમાકાન્ત જીત ક્રોધ, મુકુન્દ મુર મર્દન,
મેઘનાથ પદ્મનાભ, શ્રી ડાકોરજીને નમું.

ઘનશ્યામ નમું તુંને, નારાયણ મહા પ્રભો,
જીવોના અભયદાતા, દ્વારિકાંથી આવેલ છો.

શાન્તમૂર્તિ વિશ્વરૂપ, બોડાણા વરદ પ્રભુ,
શોભતા સહસ્ત્ર સ્ત્રીએ, શ્રી ડાકોરજીને નમું.

# श्री पांडुरंग स्तवन.

नमः पण्ढरिनाथाय भीमातीरनिवासिने ।
नमो ऋषि प्रसन्नाय वरदाय नमो नमः ॥

इष्टिकारूढरूपाय समपादाय ते नमः ।
कटि विन्यस्त हस्ताय मुख ब्रह्मात्मने नमः ॥

नमस्ते पुंडरीकाय चन्द्रभागाय ते नमः ।
नमो रुक्मणिनाथाय महामूर्त्यै नमो नमः ॥

विठ्ठल पुंडरीकाक्ष पुंडरीक निभेक्षण ।
रंगनाथ नमस्तेऽस्तु पुंडरीक वरप्रद ॥

असितेन कृतं स्तोत्रं भक्ति युक्तश्च यः पठेत् ।
इह लोके सुखं भुक्त्वा विष्णु लोके महीयते ॥

# શ્રી વિઠ્ઠલ સ્તવન.

નમું શ્રી પંઢરીનાથ, ભીમાતીર નિવાસીને,
નમું હું વરદાતાને, ઋષિયોને પ્રસન્ન થૈ,

ઈંટ આરૂઢ રૂપાળા, સમ પગાળાને નમું.
કમરે હાથ ધારેલા, મુખ પ્રહ્માત્મને નમું.

નમું હું પંઢરીનાથ, ચંદ્રભાગા નિવાસીને,
નમું હું રૂક્ષ્મણીનાથ, મહામૂર્તિને હું નમું.

વિઠ્ઠલ પુંડરીકાક્ષ, શ્યામ કમળ નેત્રને,
રંગનાથ નમું તુંને, પુંડરીક વરપ્રદ.

કરેલું સ્તોત્ર આ જેઓ, શ્રદ્ધા ને ભક્તિથી ભણે
આ લોકે સુખ પામીને, જાય છે વિષ્ણુ લોકમાં,

# श्री स्वामिनारायण स्तवन.

वामे यस्य स्थिता राधा श्रीश्च यस्यास्ति वक्षसि
वृंदावन विहारंतं श्रीकृष्णं हृदिचिंतये ॥

निजाश्रितानां सकलार्त्तिहंता ।
सधर्मभक्तेरवनं विधाता ॥
दाता सुखानां मनसेप्सितानाम् ।
तनोतु कृष्णोऽखिल मंगलं नः ॥

श्रीपतिं श्रीधरं सर्वदेवेश्वरम् ।
भक्ति धर्मात्मजं वासुदेवं हरिम् ॥
माधवं केशवं कामदं कारणम् ।
स्वामिनारायणं नीलकंठं भजे ॥

# શ્રી સ્વામિનારાયણ સ્તવન.

જેની ડાબી ગમે રાધા, વક્ષસ્થળે લક્ષ્મી રહ્યાં,
વૃંદાવન વિહારી જે, હૃદે સ્મરૂં તે કૃષ્ણને.

પીડા હરે જે નીજ આશ્રિતોની,
રક્ષા કરે જે સહુધર્મ ભક્તિ;
દેતા મને જે સુખને જ ધાર્યાં,
કૃષ્ણ કરો મંગળ સૌ અમારાં.

શ્રીપતિ શ્રીધરા સર્વ દેવેશ્વરા,
ધર્મભક્તિ સુત વાસુદેવા હરિ;
માધવા કેશવા કામદા કારણા,
સ્વામિનારાયણ નીલકંઠ ભજો.

# શ્રી બદ્રીનાથ સ્તવન.

પવન મંદ સુગન્ધ શીતળ,
હેમ મંદીર શોભીતમ્.
નિકટ ગંગા વહતિ નિર્મલ,
શ્રી બદ્રીનાથ વિશ્વંભરમ્.

શેષ સુમરિત કરત નિશદિન,
ધરત ધ્યાન મહેશ્વરમ્.
શ્રી વેદ બ્રહ્મા કરત સ્તુતિ,
શ્રી બદ્રીનાથ વિશ્વંભરમ્.

ઇન્દ્ર ચંદ્ર કુબેર ધ્વનિકર,
ધૂપ દીપ પ્રકાશિતમ્.
સિદ્ધ મુનિજન કરત જય જય,
શ્રી બદ્રીનાથ વિશ્વંભરમ્.

# શ્રી પ્રત્યક્ષ દેવ સ્તવન.



मातृदेवो भव । पितृदेवो भव ॥
आचार्यदेवो भव । अतिथि देवो भव ॥
त्वमेव प्रत्यक्षं ब्रह्मासि ॥

त्वामेव प्रत्यक्षं ब्रह्म वदिष्याम्यहं ॥
त्वामेवाहं सततं नमामि ॥

માતાને દેવ માનું ને, પિતાં દેવ ગણું અને,
ગુરુને દેવ જાણું ને, અતિથિ પણ દેવ છે;

તમો પ્રત્યક્ષ દેવો છો, તમો પ્રત્યક્ષ બ્રહ્મ છો,
ગણીને પ્રત્યક્ષ બ્રહ્મ, હું નમું નિત્ય આપને.

# श्री माता पिता गुरु स्तवन.



नास्ति मातृसमा देवी नास्ति पितृसमो गुरुः ।
न ताभ्यामननुज्ञातो धर्ममेकं समाचरेत् ॥

मातरं पितरं चैव साक्षात्प्रत्यक्ष देवताम् ।
मत्वा गृही निषेवेत सदा सर्व प्रयत्नतः ॥



गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वरः ।
गुरुरेव परब्रह्म तस्मै श्रीगुरवे नमः ॥

अखण्डमण्डलाकारं व्याप्तं येन चराचरम् ।
तत्पदं दर्शितं येन तस्मै श्रीगुरवे नमः ॥

# શ્રી માતા પિતા ગુરુ સ્તવન.

માતા સમા નથી દેવી, પિતા સમ ગુરુ નથી,
તેથી તેની વિના આજ્ઞા, કો કામ કરવું નહિ.

પ્રત્યક્ષ દેવ સાક્ષાત, માત પિતાને માનવાં,
સદા સર્વ પ્રકારેથી, યથા પ્રયત્ને સેવવાં.

---

ગુરુ બ્રહ્મા ગુરુ વિષ્ણુ, ગુરુ દેવ મહેશ્વર,
વળી ગુરુ પરબ્રહ્મ, એવા ગુરુને હું નમું.

આખું બ્રહ્માંડ જેનાથી, વ્યાપી રહ્યું ચરાચર,
તત્ પદ દાખવ્યું જેણે, તેજ ગુરુને હું નમું.

# श्री पतिदेव स्तवन.



पतिर्ब्रह्मा पतिर्विष्णुः पतिर्देवो महेश्वरः ।
पतिश्च निर्गुणाकारो ब्रह्मरूप नमोऽस्तु ते ॥

नमः कान्ताय भर्त्रे च शिरश्चन्द्रस्वरूपिणे ।
नमः शान्ताय दान्ताय सर्वदेवाश्रयाय च ॥

पंच प्राणाधिदेवाय चक्षुषस्तारकाय च ।
ज्ञानाधाराय पत्नीनां परमानन्दरूपिणे ॥

नमो ब्रह्मस्वरूपाय सतीप्राणपराय च ।
नमस्याय च पूज्याय हृदाधाराय ते नमः ॥

क्षमस्व भगवन्दोषं ज्ञानाज्ञानकृतं च यत् ।
पत्नीगुरो दयासिन्धो दासी दोषं क्षमस्व मे ॥

# પતિદેવ સ્તવન.

પતિ બ્રહ્મા પતિ વિષ્ણુ, પતિ દેવ મહેશ્વર,
પતિ છે નિર્ગુણાકારી, બ્રહ્મરૂપ તને નમું.

કાન્ત પાળકને નામી, શીરછત્ર મણી નમું,
નમું શાન્ત જીતેંદ્રિય, સર્વ દેવાશ્રય નમું.

હે પંચ પ્રાણના ઇશ, છે નેત્ર રત્નરૂપ જે,
જ્ઞાન આધાર પત્નીના, નમું પરમાનંદને.

નમું બ્રહ્મ સ્વરૂપીને, સતી પ્રાણ સમા નમું,
નમવા પૂજવા યોગ્ય, હૈયા આધારને નમું.

પ્રભુ ક્ષમા કરો દોષ, થયા જાણુ અજાણતાં,
પત્ની ગુરુ દયાસિંધુ, દોષ નિવારો દાસીના,

## ॥ अथ त्रिकाली संध्या संक्षेपतः ॥

પ્રથમ સ્નાન કરી પવિત્ર આસને બેસી નીચે લખેલા ગાયત્રી મંત્રથી ભસ્મ પલાળી, ॐ नमःशिवाय એ મંત્રથી અભિમંત્રણ કરી, સૂર્યને બતાવી હાથમાં ચોળીને નીચે લખેલા મંત્રથી લલાટ વિગેરે ઠેકાણે ધારણ કરવી. ॐ त्र्यायुषंजमदग्नेः (કપાળે) कश्यपस्य त्र्यायुषं (ગળે) ॥ यद्देवेषुत्र्यायुषं (બન્ને ખભે) तन्नो अस्तु त्र्यायुषम् (છાતીએ) ॥१॥ એ પ્રમાણે ભસ્મ ધારણ કરી, ગાયત્રી મંત્રથી શીખા બાંધવી પછી નીચે લખેલા ત્રણ મંત્રોથી ત્રણ આચમાન લેવાં. ॐ केशवायनमःस्वाहा । ॐ नारायणायनमः स्वाहा । ॐ माधवायनमःस्वाहा । પછી

નીચેના મંત્રથી હાથ ધોવા. ૐ गोविंदाय-नमःस्वाहा ॥ પછી નીચેના મંત્રથી ત્રણ પ્રાણાયમ કરવા ૐ भूः ૐ भुवः ૐ स्वः ૐ महः ૐ जनः ૐ तपः ૐ सत्यम् । ૐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो-योनः प्रचोदयात् । ૐ आपोज्योतीरसोमृतं ब्रह्मभूर्भुवःस्वरोम् ॥ પછી નીચે પ્રમાણે હાથમાં જળ લઇ સંકલ્પ કરવો= अत्राद्य मासोत्तमे मासे अमुकमासे अमुकपक्षे अमुकतिथौ अमुकवासरे ममोपात्त दुरितक्ष-यार्थं (પ્રાત:) संध्योपासनमहं करिष्ये । એ પ્રમાણે બોલી હાથમાં લીધેલું જળ મૂકી દેવું પછી નીચે લખેલો ગાયત્રી મંત્ર ભણી સૂર્યનારાયણને (૩) અર્ઘ્યં આપવા ૐ भूर्भुवः

स्वः ॐ तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि ।
धियो यो नःप्रचोदयात् ॥१॥ જો સૂર્ય ઉગી
ગયો હોય તો એક અર્ઘ્ય વધારે આપવો
પછી નીચેના મંત્રથી હાથમાં ગંધ પુષ્પ
લઇ બન્ને હાથ ઉચા કરી ઉપસ્થાન કરવું.
ॐ उद्वयन्तमसस्परिस्वः पश्यन्त उत्तरम् ।
देवं देवत्रा सूर्यमगन्मज्योतिरुत्तमम् ॥१॥
उदुत्यंजातवेदसं देवं वहन्ति केतवः । दृशेवि-
श्वाय सूर्यम् ॥२॥ ઉપરના મંત્રો બોલી
ગંધ પુષ્પ સૂર્યને ચડાવી દેવાં પછી ગાયત્રી
મંત્રનો જપ ૧૦૦૮, અથવા ૧૦૮, અથવા
૨૮, કીંવા ૧૦, વખત કરવો પછી હાથમાં
જળ લેવું अनेन (પ્રાત:) सन्ध्योपासनाख्येन
कर्मणा श्रीभगवान् परमेश्वरः प्रीयतां नमम ।

એમ કહી લીધેલું જળ મૂકી દેવું પછી જો બને તો કોઇ દેવનું અથવા પોતાના ઇષ્ટનું જપ અથવા સ્તોત્ર વિગેરેથી આરાધન કરવું, અને પોતાના ઇષ્ટજનો, માબાપ, ભાઇ, ગુરુ વિગેરેને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરવા જો સાક્ષાત પ્રતિમા ન મળે તો તેઓની ભાવના લાવી નમન કરવું ॥ **પછી ૐ વિષ્ણવેનમઃ એ મંત્ર** ત્રણવાર ભણી ભગવાનનું સ્મરણ કરવું ॥ **समाप्त** ॥

તા. ક. (૧) સવારે પૂર્વાભિમુખ બપોરે ઉત્તરાભિમુખ અને સાંજે પશ્ચિમાભિમુખ રાખી સંધ્યા કરવી.

(૨) સવારે **પલાળેલી** બપોરે ગંધમિશ્રીત્ (ચંદનવાળી) અને સાંજે સુકી ભસ્મ કરવી.

(૩) પ્રથમ જમણે નસ્કોરેથી શ્વાસ ચઢાવી નસ્કોરૂં બંધ કરી ત્રણવાર મંત્રોચ્ચારણ કરી પછી ડાબે નસ્કોરેથી શ્વાસ ઉતારવો. આ એક પ્રાણાયમ થયો. એવા સવારે ૨ બપોરે ૨ અને સાંજરે ૩ પ્રાણાયામ કરવા.

(૪) સવારે ૩ બપોરે ૧ અને સાંજે ૩ અર્ઘ્ય આપવા (સમય વધારે થયો હોય તો ૧ અર્ઘ્ય વધારે આપવો).

(૫) સંકલ્પમાં સંધ્યાના કાળ પ્રમાણે અનુક્રમે-प्रातः-मध्यान्ह-सायं એ પ્રમાણે ફેરફાર કરવો.



# अथ सर्वदेव पूजा (संक्षेपतः)

अत्राद्य० मासोत्तमे अ० मासे अ० पक्षे अ० तिथौ अ० वासरे अ० देवतानां पूजनं च करिष्ये ॥ कलश पूजनम् । गंगे च यमुने चैव गोदावरि सरस्वति ॥ नर्मदे सिन्धु कावेरि जलेऽस्मिन्संनिधिं कुरु ॥ पूर्वे ऋग्वेदाय नमः दक्षिणे यजुर्वेदाय नमः पश्चिमे सामवेदाय नमः उत्तरे अथर्ववेदाय नमः अपांपति वरुणाय नमः इति गंधाक्षतपुष्पैः संपूज्य ॥ पूजनीय देवतानां स्वमंत्रेण ध्यानं कुर्यात् ॥ आवाहनम् ॥ आगच्छ भगवन्देव स्थाने चात्र स्थिरो भव ॥ यावत्पूजां करिष्यामि तावत्त्वं संनिधो भव ॥ १ ॥ श्री अमुक देवताभ्यो नमः आवाहनं समर्पयामि ॥ रम्यं सुशोभनं दिव्यं सर्वसौख्यकरं शुभम् ॥ आसनं च मया दत्तं गृहाण परमेश्वर ॥ २ ॥ अ० दे० आसनं स० ॥ उष्णोदकं निर्मलं च सर्वसौगन्ध्यसंयुतम् ॥ पाद्-

प्रक्षालनार्थाय दत्तं ते प्रतिगृह्यताम् ॥ ३ ॥ श्री अ० दे० पाद्यं स० ॥ ताम्रपात्रे स्थितं तोयं गंधपुष्प फलान्वितम् ॥ सहिरण्यं ददाम्यर्घ्यं गृहाण परमेश्वर ॥ ४ ॥ श्री अ० दे० अर्घ्यं स० ॥ अथ पंचामृतं ॥ पयोदधि घृतं चैव मधु च शर्करायुतम् ॥ पंचामृतं मयानीतं स्नानार्थं प्रतिगृह्यताम् ॥ ५ ॥ श्री अ० दे० पंचामृत स्नानं स० ॥ गंगा सरस्वती रेवा पयोष्णी नर्मदाजलै. ॥ स्नापितोऽसिमया देव तथा शान्ति कुरुष्व मे ॥ ६ ॥ श्री अ० दे० स्नानं स० ॥ देवं स्वस्थाने स्थापयित्वा ॥ वस्त्रं स० ॥ श्रीखंड चन्दनं दिव्यं गन्धाढ्यं सुमनोहरम् ॥ विलेपनं सुरश्रेष्ठ चन्दनं प्रतिगृह्यताम् ॥ ७ ॥ श्री अ० दे० चन्दनं स० ॥ अक्षताश्च सुरश्रेष्ठ कुंकुमाक्ताः सुशोभिताः ॥ मयानिवेदिता भक्त्या गृहाण परमेश्वर ॥ ८ ॥ श्री अ० दे० अक्षतान्स० ॥ माल्यादीनि सुगन्धीनि मालत्यादीनि वै प्रभो ॥ मयानीतानि पुष्पाणि गृहाण परमेश्वर ॥ ९ ॥ श्री अ० दे० पुष्पाणि स० ॥ श्वेतचूर्णं रक्तचूर्णं हरिद्रा

कंकुमान्वितै: ॥ नानापरिमल द्रव्यैः प्रीयतां परमेश्वर ॥ १० ॥ श्री अ० दे० सौभाग्य द्रव्याणि स० ॥ वनस्पति रसोद्भूतो गन्धाढयो गन्ध उत्तम: ॥ आघ्रेयः सर्वदेवानां धूपोऽयं प्रतिगृह्यताम् ॥ ११ ॥ श्री अ० दे० धूपं आघ्रापयामि ॥ आज्यं च वर्त्तिसंयुक्तं वह्निना योजितं मया ॥ दीपं गृहाण देवेश त्रैलोक्य तिमिरापह ॥ १२ ॥ श्री अ० दे० दीपं दर्शयामि ॥ नैवेद्यं ॥ शर्कराखंड खाद्यानि दधिक्षीरघृतानि च ॥ आहारं भक्ष्य भोज्यं च नैवेद्यं प्रतिगृह्यताम् ॥ १३ ॥ श्री अ०दे० नैवेद्यं निवेदयामि ग्रासमुद्रया प्राणायस्वाहा। अपानाय स्वाहा। व्यानाय स्वाहा। उदानाय स्वाहा। समानाय स्वाहा ॥ तांबूलम् ॥ पूगीफलं महद्दिव्यं नागवल्लीदलैर्युतम् ॥ एलादि चूर्ण संयुक्तं तांबूलं प्रतिगृह्यताम् ॥ १४ ॥ श्री अ० दे० मुखवास तांबूलं स० ॥ फलम् ॥ इदं फलं मयादेव स्थापितं पुरतस्तव ॥ तेन मे सफलावाप्तिर्भवेज्जन्मनि जन्मनि ॥ १५ ॥ श्री अ० दे० फलं स० ॥ दक्षिणा ॥ हिरण्य गर्भ

गर्भस्थं हेमबीजं विभावसोः ॥ अनन्त पुण्य फल-
दमतः शान्ति प्रयच्छ मे ॥ १६ ॥ श्री अ० दे०
दक्षिणां स० ॥ आरार्तिक्यम् ॥ कदली गर्भसम्भूतं
कर्पूरं च प्रदीपितम् ॥ आरार्तिक्यमहं कुर्वे पश्य मे
वरदो भव ॥ १७ ॥ श्री अ० दे० आरार्तिक्यं दर्शयामि
( जलेन प्रदक्षिणम् ) देववन्दनं स्वात्मवन्दनं हस्त-
प्रक्षालनम् ॥ पूज्यदेव मंत्रेण मंत्रपुष्पांजलिं समर्पयेत् ॥
प्रदक्षिणा ॥ यानि कानि च पापानि जन्मान्तर
कृतानि च तानि सर्वाणि नश्यन्तु प्रदक्षिण पदे पदे
॥ १८ ॥ श्री अ० दे० प्रदक्षिणां स० ॥ प्रार्थनापूर्वक
नमस्कारं स० ॥ विशेषार्घः ॥ रक्ष रक्ष महादेव रक्ष
त्रैलोक्य रक्षकं ॥ भक्तानामभयङ्कर्ता त्राता भव
भवार्णवात् ॥ १९ ॥ श्री अ० दे० विशेषार्घं स० ॥
अनेन यथाशक्त्या पूजनेन श्री अ० देवता प्रीयतां
ममम तत्सद् ब्रह्मार्पणमस्तु ॥



ॐ तत्सत् ॥

## ॥ अथ मन्त्रपुष्पाञ्जलिः ॥

॥ ॐ यज्ञेन यज्ञमयजन्त देवास्तानि धर्म्माणि प्रथमान्यासन् ॥ ते ह नाकम्महिमानः सचन्त यत्र पूर्वे साद्ध्याः सन्ति देवाः ॥ ॐ राजाधिराजाय प्रसह्य साहिने । नमो वयं वै श्रवणाय कुर्महे । स मे कामान्काम-कामाय मह्यं । कामेश्वरो वैश्रवणो ददातु । कुबेराय वैश्रवणाय । महाराजाय नमः ॥ ॐ स्वस्ति साम्राज्यं भौज्यं स्वाराज्यं वैराज्यं पारमेष्ठ्यं राज्यं माहाराज्यमाधिपत्यमयं सम-न्तपर्यायी स्यात्सार्वभौमः सार्वायुषऽआन्ता-दापरार्धात् ॥ पृथिव्यै समुद्रपर्यन्ताया एक-राडिति तदप्येषः श्लोकोऽभिगीतो मरुतः परि-

वेष्टारो मरुतस्यावसन्गृहे। आविक्षितस्य काम-
प्रेर्विश्वेदेवाः सभासद इति ॥ ॐ विश्वतश्च-
क्षुरुतविश्वतो मुखो विश्वतो बाहुरुत विश्व-
तस्पात् ॥ सम्बाहुभ्यान्धमति सम्पतत्रैर्द्यावा
भूमी जनयन्देवऽएकः ॥ नानासुगन्धपुष्पा-
णि यथाकालोद्भवानि च ॥ पुष्पाञ्जलि मया
दत्ताग्रहाण परमेश्वर ॥ ॐ भूर्भुवः स्वः श्री
अमुकपञ्चायतनदेवताभ्यो नमः । मन्त्रपुष्पा-
ञ्जलिं समर्पयामि ॥ प्रार्थना ॥ विघ्नेश्वराय
वरदाय सुरप्रियाय लम्बोदराय सकलाय
जगद्धिताय । नागाननाय श्रुतियज्ञविभूषि-
ताय गौरीसुताय गणनाथ नमो नमस्ते ॥

॥ इति श्री मन्त्रपुष्पाञ्जलि समाप्ता ॥

॥ ॐ तत्सत् ब्रह्मार्पणमस्तु ॥

ॐ

શ્રી સચિત્ર સ્તવન સમશ્લોકી

# સરળ ભગવદ્ ગીતા

## ગીતા મહાત્મ્ય.

भगवन्परमेशान भक्तिरव्यभिचारिणी ।
प्रारब्धं भुज्यमानस्य कथं भवति हे प्रभो ॥

હે ભગવાન! હે પ્રભુ! ભક્તિ અનન્ય આપની,
પ્રારબ્ધ કર્મ ભોક્તાને, કહો મળે શી રીતથી?–૧

प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा ।
स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥

ભોક્તા પ્રારબ્ધ કેરો જે, ગીતા પાઠ કરે સદા,
તે સુખી મુક્ત આ લોકે, કર્મે લેપાય ના કદા–૨

महापापादिपापानि गीताध्यानं करोति चेत्।
क्वचित्स्पर्शं न कुर्वंति नलिनीदलमम्बुवत् ॥

પદ્મિની પત્રમાં પાણી, જેમ સ્પર્શ નહિ કરે,
ગીતા ધ્યાને નહિ તેમ, મહા પાપ કદી ઠરે-૩

गीतायाः पुस्तकं यत्र यत्र पाठः प्रवर्त्तते ।
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि तत्र वै ॥

ગીતા પોથી જ્યહાં હોય, ને જ્યાં જ્યાં પાઠ થાય છે,
ત્યાં ત્યાં છે સર્વ તીર્થો યે, પ્રયાગે ત્યડી જાય છે-૪

सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ।
गोपाला गोपिका वापि नारदोद्धवपार्षदैः ।
सहायो जायते शीघ्रं यत्र गीता प्रवर्त्तते ॥

સર્વે દેવો ઋષિઓને, યોગીઓ નાગ તેમજ,
પાર્ષદ ગોપી ગોપાળ, તેમ ઉદ્ધવ નારદ;
પ્રવર્તે જ્યાં ગીતા ત્યાંહી, શીઘ્ર સહાય જાય છે-૫

यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम् ।
तत्राहं निश्चितं पृथ्वि निवसामि सदैव हि ॥

ગીતા વિચાર જ્યાં ચાલે, સાંભળે ભણાવે ભણે,
તે સ્થાન હું રહું પૃથ્વી, કરી વાસ સદા નકી—૬

गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम् ।
गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम् ॥

ગીતાશ્રયે રહું હું ને, ગીતા છે ઘર મારૂં,
ગીતાથી જ્ઞાન પામીને, પાળું ત્રિલોકને જ હું—૭

गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ।
अर्धमात्राक्षरा नित्या स्वानिर्वाच्यपदात्मिका ॥

ગીતા મારી પરમ વિદ્યા, બ્રહ્મરૂપ અસંશય,
અર્ધમાત્રા અવિનાશી, નિત્ય ગૂઢ વળી પદ—૮

चिदानंदेन कृष्णेन प्रोक्ता स्वमुखतोऽर्जुनम् ।
वेदत्रयी परानंदा तत्त्वार्थज्ञानसंयुता ॥

શ્રી કૃષ્ણ પરમાત્માએ, મુખે અર્જુનને કહી,
ત્રિવેદ રૂપ આનંદી, તત્વાર્થ જ્ઞાન યુક્ત છે—૯

योऽष्टादशजपो नित्यं नरो निश्चलमानसः ।
ज्ञानसिद्धिं स लभते ततो याति परं पदम् ॥

અને નિશ્ચળ ગીતાના, અધ્યાયો સર્વ જે પઢે,
તે પામે જ્ઞાન સિદ્ધિને, જાય તેહ પરમ પદે—૧૦

पाठेऽसमर्थः संपूर्णे ततोऽर्धं पाठमाचरेत् ।
तदा गोदानजं पुण्यं लभते नात्र संशयः ॥

સર્વ પાઠ બને ના તો, અર્ધ પાઠ જ જે કરે,
ફળ ગોદાનનું પામે, તેમાં સંશય છે નહીં—૧૧

त्रिभागं पठमानस्तु गंगास्नानफलं लभेत् ।
षडंशं जपमानस्तु सोमयागफलं लभेत् ॥

ત્રીજે ભાગે કરી પાઠ, ગંગા સ્નાનનું પુણ્ય લે,
છઠ્ઠા ભાગે કરી પાઠ, સોમ યજ્ઞનું પુણ્ય લે-૧૨

एकाध्यायं तु यो नित्यं पठते भक्तिसंयुतः ।
रुद्रलोकमवाप्नोति गणो भूत्वा वसेच्चिरम् ॥

એક અધ્યાય જો નિત્ય, પાઠ ભક્તિથી જે કરે,
શંભુનું ધામ પામીને, થઈ ગણ સદા રહે-૧૩

अध्यायं श्लोकपादं वा नित्यं यः पठते नरः ।
यावन्मन्वतरं याति नरतां स वसुंधरे ॥

અધ્યાય શ્લોક કે ચર્ણ, નિત્ય પાઠ કરે જ જે,
તે મન્વંતર પામે છે, આ લોકે જ નરત્વને-૧૪

गीतायाः श्लोकदशकं सप्त पंच च चतुष्टयम् ।
द्वौ त्रीनेकं तदर्द्धं वा श्लोकानां यः पठेन्नरः ॥

ગીતાના દશ શ્લોકો કે, સાત પાંચ કે ચાર વા,
ત્રણ બે એક કે અર્ધો, શ્લોક જે પઢતા હવા–૧૫

चंद्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम् ।
गीतापाठसमायुक्तो मृतो मानुषतां व्रजेत् ॥

ચંદ્ર લોક જ પામીને, દશ હજાર વર્ષ તે,
ને વળી મરત્તાં પામે, મનુષ્યત્વ ગીતા પઢયે–૧૬

गीताभ्यासं पुनः कृत्वा लभते मुक्तिमुत्तमाम् ।
गीतेत्युच्चारसंयुक्तो म्रियमाणो गतिं लभेत् ॥

ફરી ગીતા કરી પાઠે, મુક્તિ ઉત્તમ મેળવે,
બોલનારો શબ્દ ગીતા, તે પ સદ્ગતિને લહે–૧૭

गीतार्थश्रवणासक्तो महापापयुतोऽपि वा ।
वैकुंठं समवाप्नोति विष्णुना सह मोदते ॥

શ્રદ્ધાળુ સાંભળે ગીતા, મહા પાપી છતાં ય તે,
વૈકુંઠ પદ પામીને, આનંદે વિષ્ણુ સાથ તે-૧૮

गीतार्थं ध्यायते नित्यं कृत्वा कर्माणि भूरिशः ।
जीवन्मुक्तः स विज्ञेयो देहांते परमं पदम् ॥

ગીતા અર્થે ધરે ધ્યાન, કરીને કર્મો અનેક,
જાણવો જીવન મુક્ત, પામે તેહ પરમ્ પદ-૧૯

गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः ।
निर्धूतकल्मषा लोके गीता याताः परं पदम् ॥

ગીતા પાઠ કરી સર્વે, જનકાદિક રાજવી,
પાપ રહિત આ લોકે, ને પામ્યા મોક્ષ માનવી-૨૦

गीतायाः पठनं कृत्वा माहात्म्यं नैव यः पठेत् ।
वृथा पाठो भवेत्तस्य श्रम एव ह्युदाहृतः ॥

જે ગીતાનો કરી પાઠ, મહાત્મ્ય પાઠ ના કરે,
તેનો થાય વૃથા પાઠ, શ્રમ તે ય વૃથા બને-૨૧

एतन्माहात्म्यसंयुक्तं गीताभ्यासं करोति यः ।
स तत्फलमवाप्नोति दुर्लभां गतिमाप्नुयात् ॥

આ મહાત્મ્યની સાથે જે, ગીતા અભ્યાસને કરે,
કહેલાં ફળ પામીને, ગતિ દુર્લભ મેળવે-૨૨

माहात्म्यमेतद्गीताया मया प्रोक्तं सनातनम् ।
गीतांते च पठेद्यस्तु यदुक्तं तत्फलं लभेत् ॥

માહાત્મ્ય આવું ગીતાનુ, કહ્યું જે મેં સનાતન,
ગીતા અંતે પઢે પામે, તે સૌ જે મેં કહ્યાં ફળ-૨૩

ગીતા મહાત્મ્ય સમાપ્ત.

ॐ

श्री सचित्र स्तवन समश्लोकी

# સરળ ભગવદ્ગીતા.

## अध्याय पहेलो.

અર્જુનવિષયાદયોગ.

॥ धृतराष्ट्र उवाच ॥

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥

ધર્મક્ષેત્રે કુરૂક્ષેત્રે, મળેલા યુદ્ધ માટ જે,
મારા ને પાંડુ પુત્રોએ, સંજય ! શું કર્યું કહે ?–૧

॥ संजय उवाच ॥

दृष्ट्वा तु पाण्डवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥

જોઇને પાંડવો કેરૂં, રચેલું સૈન્ય વ્યવસ્થિત,
દ્રોણાચાર્ય ગુરૂ પાસે, કહ્યાં દુર્યોધને વચ–૨

पश्यैतां पाण्डुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥

જુઓ આ પાંડુપુત્રોની, સેના વિશાળ ગુરુજી !
બુદ્ધિમાન્ આપના શિષ્યે, અહીં સુંદર ગોઠવી–૩

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।
युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥

ભીમાર્જુન સમા શૂરા, ધનુષ્ય બાણ સંયુત,
છે મહારથી વિરાટ, નિપૂણ દ્રુપદ રણે–૪

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुन्तिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥

ચેકીતાન ધૃષ્ટકેતુ, કાશી રાજા પરાક્રમી,
કુંતિભોજ પુરુજિત, શ્રેષ્ટ શૈબ્ય નરે વળી–૫

युधामन्युश्च विक्रान्त उत्तमौजाश्च वीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥

સૌભદ્રો બળવંતાને, દ્રૌપદો છે મહારથી,
ઉત્તમૌજા અભિમન્યુ, સુધામન્યુ મહા બળી-૬

अस्माकं तु विशिष्टा ये तान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य संज्ञार्थं तान्ब्रवीमि ते ॥

શ્રેષ્ઠ બ્રાહ્મણમાં એવા, આપ ઉત્તમ અત્ર છો,
સેના નાયક મ્હારાનાં, સંજ્ઞાર્થે નામ સૌ ગણો-૭

भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।
अश्वत્थामा विकर्णश्च सौमदत्तिर्जयद्रथः ॥

આપ છો ભિષ્મ છે કર્ણ, કૃપાચાર્ય સુકુશળ,
વિકર્ણ અશ્વસ્થામાને, ભુરિશ્રવા જયદ્રથ-૮

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥

ને બીજા બહુ યે શૂરા, ત્યજે હું કાજ જીવ જે,
નિપૂણ યુદ્ધમાં સર્વે, સજી શસ્ત્ર વિવિધને-૯

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥

અપૂર્ણ આપણું સૈન્ય, છે રક્ષાયેલ ભીષ્મથી,
સંપૂર્ણ તેમની સેના, છે રક્ષાયેલ ભીમથી-૧૦

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षन्तु भवन्तः सर्व एव हि ॥

સર્વ રસ્તા જતાં માંહે, ઉભા સર્વજ સ્વસ્થળે,
સૌ યોદ્ધાઓ ઉભેલાને, ભીષ્મ રક્ષા કરો વગે-૧૧

॥ संजय उवाच ॥

तस्य संजनयन् हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शङ्खं दध्मौ प्रतापवान् ॥

ભિષ્મપિતા   વયોવૃદ્ધે, શંખની સિંહ ગર્જના,
કરી  આનંદથી  તેવે, રણે ઉચ્ચ સ્વરે તદા-૧૨

ततः शङ्खाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यन्त स शब्दस्तुमुलोऽभवत् ॥

શંખ  ભેરી  નગારાંને, તતુડાં  સમ  ઝાંઝને,
વાગવા સહસા  માંડ્યા, મોટો ઘોષ થતો હવે-૧૩

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ ।
माधवः पांडवश्चैव दिव्यौ शङ्खौ प्रदध्मतुः ॥

પછી શ્વેત હયે જોડ્યા, રથે બેઠેલ અર્જુને,
ને કૃષ્ણે દિવ્ય શંખોને, ફુંક્યા દીર્ઘ હવે ખરે-૧૪

पाञ्चजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौण्ड्रं दध्मौ महाशङ्खं भीमकर्मा वृकोदरः ॥

પાંચ જન્યજ શ્રી કૃષ્ણે, અર્જુને દેવ દત્તને,
ભયંકર કર્મી ભીમે, શંખ પૌંડ્ર ફુંક્યો અને-૧૫

अनन्तविजयं राजा कुन्तीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोषमणिपुष्पकौ ॥

કુંતિપુત્ર યુધિષ્ટરે, શંખ અનંત વિજય,
નકુળ સહદેવે તો, સુઘોષ મણિ પુષ્પક-૧૬

काश्यश्च परमेष्वासः शिखण्डी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥

કાશી રાજા મહાધન્વા, શિખંડી છે મહારથી,
છે ધૃષ્ટદ્યુમ્ન વિરાટ, અપરાજિત સાત્યકી-૧૭

द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्च महाबाहुः शङ्खान्दध्मुः पृथक्पृथक् ॥

મહાબાહુ અભિમન્યુ, દ્રુપદ દ્રૌપદી સુત,
શંખો જુદા જુદા ફુંક્યા, સર્વે યે તત્ર રાજન–૧૮

स घोषो धार्तराष्ट्राणां हृदयानि व्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥

નભ પૃથ્વી ગજાવે એ, શંખો કેરો પ્રતિધ્વની,
કાળજાં કૌરવો કેરાં, નાખતાં ચીરી ઘોષથી–૧૯

अथ व्यवस्थितान्दृष्ट्वा धार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पाण्डवः ॥

યુદ્ધે વ્યવસ્થિત જોઈ, અર્જુને સર્વ કૌરવો,
થયો પ્રવૃત્ત ત્યાં યુદ્ધે, તે ઉપાડી ધનુષ્યને–૨૦

हृषीकेशं तदा वाक्यमिदमाह महीपते ।

॥ अर्जुन उवाच ॥

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥

કૃષ્ણ પ્રત્યે કહે વાક્ય, તેવે આવાં મહિપતી,
બેઉએ સૈન્યની વચ્ચે, રાખોને રથ શ્રીપતિ-૨૧

यावदेतान्निरीक्षेऽहं योद्धुकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥

ઉભેલા યુદ્ધ ઇચ્છાથી, હું બરાબર જોઉં સૌ,
રણસંગ્રામમાં સંગે, લડવા કોણ ઇચ્છતુ-૨૨

योत्स्यमानानवेक्ष्येऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥

કોરવોનું ભલું ઇચ્છી, ઉભા છે કોણ યુદ્ધમાં,
દુર્બુદ્ધી દુર્યોધનનાં, જોઉં હું સર્વ તે થકા-૨૩

॥ संजय उवाच ॥

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥

અર્જુનના કહેવાથી, શ્રી કૃષ્ણે ધૃતરાષ્ટ્ર હે !
રથ ઉત્તમ તે રાખ્યો, બેઉ સૈન્યની મધ્ય તે-૨૪

भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥

સમક્ષ અન્ય રાજાની, ભીષ્મને દ્રોણ સન્મુખે,
વદે કૃષ્ણ જુઓ પાર્થ, સૈન્ય કૌરવનું સુખે-૨૫

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रान्सखींस्तथा

નિહાળ્યા અર્જુને ત્યાંહી, પિતૃઓ ભાઇને ગુરૂ,
મિત્રો, પુત્રો અને પૌત્રો, થયેલા એકઠા સહુ-૨૬

श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ।
तान्समीक्ष्य स कौन्तेयः सर्वान्बन्धूनवस्थितान् ॥

મામાને સસરા દાદા, જોઇને બેઉ સૈન્યમાં,
નીહાળ્યા સર્વ બંધુને, સારી રીતેથી અર્જુને–૨૭

॥ अर्जुन उवाच ॥

कृपया परयाऽऽविष्टो विषीदन्निदमब्रवीत् ।
दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ॥

દયાથી નીરખી સૌને, ખેદ પામી પછી વદે,
કૃષ્ણ! આ સઘળા ઉભા, લાગે સ્વજન સૌ ખરે–૨૮

सीदन्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।
वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥

થાય અંગો ઢીલાં મ્હારાં, સુકાઇ મુખ જાય છે,
કંપારી શરિરે છૂટે, ઊભાં રૂવાં યે થાય છે–૨૯

गाण्डीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥

પડે છે સરી ગાંડીવ, સર્વાંગે દાહ થાય છે,
અશક્ત ઉભવે છું ને, મને ય ભમી જાય છે–૩૦

निमित्तानि च पश्यामि विपरीतानि केशव ।
न च श्रेयोऽनुपश्यामि हत्वा स्वजनमाहवे ॥

ભાળું છું હું ઘનશ્યામ, અપશુકન થાય છે,
સગાંને હણીને યુદ્ધે, ન કલ્યાણ સધાય છે–૩૧

न काङ्क्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च
किं नो राज्येन गोविन्द किं भोगैर्जीवितेन वा

ન ઇચ્છું જય કે રાજ્ય, કૃષ્ણ ? તે મન સુખ કૈં,
ગોવિન્દ રાજ્યકે ભોગે, શું મને તેમ જીવિતે ?–૩૨

येषामर्थे काङ्क्षितं नो राज्यं भोगाः सुखानि च
त इमेऽवस्थिता युद्धे प्राणांस्त्यक्त्वा धनानि च

ઇચ્છુ હું રાજ્ય જે માટે, ભોગ લાભો સુખો અને,
સર્વ તે યુદ્ધમાં ઉભા, તજીને ધન પ્રાણને–૩૩

आचार्याः पितरः पुत्रास्तथैव च पितामहाः।
मातुलाः श्वशुराः पौत्राःश्यालाःसंबन्धिनस्तथा

પિતા પુત્રો અને પૌત્રો, આચાર્યો ને પિતામહો,
સસરાઓ અને સાળા, તેમ વળી સંબંધિઓ–૩૪

एतान्न हन्तुमिच्छामि घ्नतोऽपि मधुसूदन
अपि त्रैलोक्यराज्यस्य हेतोः किं नु महीकृते॥

મળે ત્રિલોકનું રાજ્ય, ભલે તે હણતાં રણે,
તોય ના હણવા ઇચ્છું, થયું તો શુ પૃથ્વિ મળ્યે ?–૩૫

निहत्य धार्तराष्ट्रान्नः का प्रीतिः स्याज्जनार्दन।
पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ॥

હણીને ધાર્તરાષ્ટ્રોને, પ્રીતિ થાય જનાર્દન?
આંતતાયિ હણીને તો, અમને પાપ થાયજ–૩૬

तस्मान्नार्हा वयं हन्तुं धार्तराष्ट्रान्स्वबान्धवान्।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥

અઘટિત જ તે માટે, હણવા એ સ્વબંધુને,
શું! સુખી થઇએ કૃષ્ણ! એહ સ્વજન મારીને–૩૭

यद्यप्येते न पश्यन्ति लोभोपहतचेतसः।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥

ન જાણે કૌરવો પાપ, લોભે બુદ્ધિ મલિન તે,
દોષ કુલક્ષયે શું છે? પાપ શું? મિત્રદ્રોહ એ–૩૮

कथं न ज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥

શકીએ કેમ ના જાણી, અમે પાપ નિવૃતમાં,
કુળક્ષયે થતા દોષો, જુઓ કૃષ્ણ વિચારી આ–૩૯

कुलक्षये प्रणश्यन्ति कुलधर्माः सनातनाः ।
धर्मे नष्टे कुलं कृत्स्नमधर्मोऽभिभवत्युत ॥

કુળક્ષયે થતા નાશ, કુળ ધર્મો સનાતન,
ધર્મ નાશે સર્વ કુળ, અધર્મી થાય અચ્યુત–૪૦

अधर्माभिभवात्कृष्ण प्रदुष्यन्ति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेय जायते वर्णसंकरः ॥

કુળ સ્ત્રીઓ દુરાચારી, અધર્મે ઘેરી તે બને,
વાર્ષ્ણેય ! દુષ્ટ સ્ત્રીયોમાં, વર્ણ શંકર થાય છે–૪૧

**संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च**
**पतन्ति पितरो ह्येषां लुप्तपिण्डोदकक्रियाः ॥**

સંકરો નરકે નાખે, કુલઘ્ની સર્વ કુળને,
ક્રિયા પિંડ વિના પિતૃ, નર્કે જાય અતર્પણે-૪૨

**दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।**
**उत्साद्यन्ते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥**

વર્ણસંકરકારીના, દોષ એહ કુલઘ્નના,
જાતિ ધર્મો સદા નષ્ટ, કુળ ધર્મો વળી બધા-૪૩

**उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।**
**नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥**

ત્યાગતા કુળધર્મો જે, મનુષ્યો હે જનાર્દન!
નરકે થાય છે વાસ, તેમનો જ અસંશય-૪૪

अहो बत महत्पापं कर्तुं व्यवसिता वयम् ।
यद्राज्यसुखलोभेन हन्तुं स्वजनमुद्यताः ॥
મોટા પાપ અરેરે! હા! તૈયાર કરવા અમે,
રાજ્ય ને સુખના લોભે, સ્વજનો હણવા ગમે–૪૫

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥
નહિ સામો થનારો હું, યુદ્ધે રહી અશસ્ત્રને,
કૌરવો શસ્ત્ર ધારી જો, મારે કલ્યાણ તો રણે–૪૬

॥ संजय उवाच ॥

एवमुक्त्वार्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य सशरं चापं शोकसंविग्नमानसः ॥
વદી એહ રીતે બેઠો, રથે અર્જુન યુદ્ધમાં,
ધનુષ્ય બાણ છોડીને, ને શોકાતુર ઉરમાં–૪૭

અધ્યાય ૧ લો સમાપ્ત.



# अध्याय बीजो.

## સાંખ્યયોગ.

॥ संजय उवाच ॥

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥

તે પ્રકારે દયા યુક્ત, અશ્રુપૂર્ણ સુલોચન,
ખેદાળા પાર્થને આમ, વદે છે મધુસૂદન–૧

॥ श्री भगवान् उवाच ॥

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥

મોહ દુઃખ તને ક્યાંથી, સામે કવખતે ઉભું,
અનાર્ય ને અસ્વર્ગીય, અર્જુન ! અપકીર્તિનું–૨

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥

થા ન બાયલો અર્જુન ! તને એહ ઘટે નહિ,
દૌર્બલ્ય ઉરનું તુચ્છ, છોડી થા તું ઉભો અહીં–૩

॥ अर्जुन उवाच ॥

कथं भीष्ममहं संख्ये द्रोणं च मधुसूदन।
इषुभिः प्रतियोत्स्यामि पूजार्हावरिसूदन ॥

ભીષ્મ ને દ્રોણ સામે હું, યુદ્ધમાં મધુસૂદન,
બાણો વડે લડું કેમ, કરવા યોગ્ય પૂજન–૪

गुरूनहत्वा हि महानुभावान्।
श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके।

हत्वार्थकामांस्तु गुरूनिहैव
भुंजीय भोगान्रुधिरप्रदिग्धान् ॥

હણી ગુરૂ એ બહુ ભાવવાળા,
જગે થવું સારૂંજ ભીખવાળા;
ગુરૂ હણી એ, મુજ સ્વાર્થ કાજે,
રૂધીર ભીના સહુ ભોગ છે એ. ૫

न चैतद्विद्मः कतरन्नो गरीयो ।
यद्वा जयेम यदि वा नो जयेयुः ।
यानेव हत्वा न जिजीविषाम-
स्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥

ન જાણીએ છે અમ કોણ શ્રેષ્ટ,
જીતું અમો કે અમને જીતેજ,
એને હણી ના જીવવાની ઇચ્છા,
તે કૌરવો આ મુજ સ્હામું ઉભા. ૬

कार्पण्यदोषोपहतस्वभावः ।
पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे ।
शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥

કાર્પણ્ય દોષે હું સ્વભાવ નષ્ટ,
પૂછું તમોને ચિત્ત ધર્મ મૂઢ;
કહો મને જેહજ હોય સારૂં,
હું શિષ્ય શર્ણાગત બોધ સારૂ. ૭

न हि प्रपश्यामि ममापनुद्या-
द्यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् ।

अवाप्य भूमावसपत्नमृद्धं ।
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥

મળે સુનિષ્કંટક દેવ રાજ્ય,
બનું હું દેવાધિપતિ છતાંય;
એવો ન જોઉં હું કંઈ ઉપાય,
ન શોક મ્હારો જરી દૂર થાય. ૮

॥ संजय उवाच ॥

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः ।
न योत्स्य इति गोविंदमुक्त्वा तूष्णीं बभूव ह ॥

કહી શ્રી કૃષ્ણને એવું, અર્જુને ધૃતરાષ્ટ્ર હે!
"હું તો નહિ લડું" કૃષ્ણ, વદી ચૂપ થયો જ એ-૯

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्ये विषीदंतमिदं वचः ॥

તેને કહ્યાં હૃષીકેશે, હસી સ્હેજ અને વચ,
ઉભેલો બેઉ સેનાની, વચ્ચે શોકિત ભારત–૧૦

॥ श्री भगवान् उवाच ॥

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पंडिताः ॥

અશોચનો કરે શોચ, ને ડાહી વાત તુ કરે,
જીવતાં કે મરેલાંનો, પંડીતો શોચ ના કરે–૧૧

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥

હું, ને તું, કે નૃપો આ ના, હતા એમ પણ નહિ,
એ રીતે આપણે યે ના, હઇશું ય હવે પછી–૧૨

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥

દેહીના જેમ આ દેહે, બાલ્ય, યુવા અને જરા,
દેહ પ્રાપ્ત થતાં બીજો, ધૈર્ય ધીર ન ત્યાગતા–૧૩

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत॥

માત્રા સ્પર્શ સહુ પાર્થ! શીતોષ્ણ સુખદુઃખદા,
અનિત્ય આવતા જાતા, તેમાં હાર નહિ કદા–૧૪

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते॥

એની જેને નહિ પીડા, નથી તે નર ઉત્તમ!
સમ દુઃખે સુખે ધીર, છે તે લાયક મોક્ષના–૧૫

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥

અસત્ય સ્થિર ના જાણવું, સત્યને પણ અસ્થિર,
અંત દેખે તત્ત્વદર્શી, પરખી બેઉ પંડીત–૧૬

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥

જાણે તેજ અવિનાશી, જેથી છે વ્યાપ્ત આ બધું,
એહ અવ્યયનો નાશ, કરવા યોગ્ય ના કશું–૧૭

अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्धयस्व भारत॥

અવિનાશી અપ્રમેય, નિત્ય જે દેહધારી આ,
અંતવાળું કહ્યું દેહ, તો જા અર્જુન યુદ્ધમાં–૧૮

य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतो नायं हंति न हन्यते ॥

જે જાણે મારનારો ને, તે જે જાણે મરાયલો,
તેઓ બને ન જાણે તે, ન હંતા, ન હણાયલો–૧૯

न जायते म्रियते वा कदाचि-
न्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो ।
न हन्यते हन्यमाने शरीरे ॥

જન્મે ન તે વા કદી તે મરે છે,
ન એ થયો વા ફરીને થશે એ;
પુરાણ એ શાશ્વત તે અજન્મા,
હણાય દેહે હણતાં ન તે વા. ૨૦

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥

નિત્ય જાણો અવિનાશી, આત્મા અજન્મી અવ્યય,
કેમ તે નર હે પાર્થ ! મારે ? હત્યા કરે કયમ ?–૨૧

वासांसि जीर्णानि यथा विहाय ।
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णा-
न्यन्यानि संयाति नवानि देही ॥

વસ્ત્રો જુનાં જેમ જનો ઉતારે,
ગ્રહે નવાં અન્ય જ જે પ્રકારે;
એ રીતે જુનાં તજી તે શરીરો,
ધરે બીજા તેમ જ જીવ દેહો. ૨૨

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥

છેદે એને નહિ શસ્ત્રો, બાળી અગ્નિ નહિ શકે,
ને નહિં ભીંજવે પાણી, વાયુ ના સુકવી શકે-૨૩

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यः सर्वगतः स्थाणुरचलोऽयं सनातनः ॥

અછેદ્યને અદાહી એ, શોષાયે યા ભીંજાય ન,
સર્વ વ્યાપી નિત્ય સ્થિર, અવિચળ સનાતન-૨૪

अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥

અવ્યક્ત એ અચિંત્ય એ, અવિકારી વદાય એ,
જાણીને તેથી એવો એ, તને ના સોચવું ઘટે-૨૫

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैवं शोचितुमर्हसि ॥

જો હવે એ નિત્ય જન્મી, માને નિત્યે મરી જતો,
તો પછી કરવો તેનો, શોચ શો પાર્થ આટલો ?–૨૬

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥

જન્મનારો મરે નક્કી, નક્કી જન્મે મર્યો ફરી,
ટાળ્યું જે ના ટળે તેને, શોચવું ઘટતું નથી–૨૭

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥

અવ્યક્ત આદિ છે દેહો, વ્યક્ત મધ્ય પછી ગણી,
અવ્યક્ત નાશ છે એમ, શોક શું એહનો પછી–૨૮

आश्चर्यवत्पश्यति कश्चिदेन-
माश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति
श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् ।

આશ્ચર્ય માની જન કો નિહાળે,
આશ્ચર્ય એને વળી અન્ય બોલે;
આશ્ચર્ય જેવુ સુણતાં વળી કો,
એને નહિ જાણી શક્યું હજી કો ૨૯

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ।

આત્મા નિત્ય અનાશી આ, દેહે સર્વની ભારત !
તેથી સૌ પ્રાણીને માટે, શોચવું ન ઘટારત–૩૦

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत् क्षत्रियस्य न विद्यते

જોઇ સ્વધર્મને પાછું, કંપવું ઘટતું નથી,
ધર્મ યુદ્ધ સમો શ્રેષ્ઠ, બીજો કો ક્ષત્રિને નથી–૩૧

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।
सुखिनः क्षत्रियाः पार्थ लभन्ते युद्धमीदृशम् ॥

અનાયાસે મળેલું ને, સ્વર્ગનાં દ્વાર ખોલતું,
સુખીઆ ક્ષત્રિઓ પાર્થ, મેળવે યુદ્ધ દોહ્યલું–૩૨

अथ चेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततः स्वधर्मं कीर्तिं च हित्वा पापमवाप्स्यसि ॥

હવે જો તું ધર્મ રૂપ, યુદ્ધ આવું નહિ કરે,
તો સ્વધર્મ અને કીર્ત્તિ, ખોળી પાપ તને મળે–૩૩

अकीर्तिं चापि भूतानि कथयिष्यन्ति तेऽव्ययाम्
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥

ને લોકો અપકીર્તિની, વાતો તારી સદા કરે,
અકીર્તિ પ્રતિષ્ઠિતોને, મોતથી એ અધિક છે-૩૪

भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।
येषां च त्वं बहुमतो भूत्वा यास्यसि लाघवम् ॥

રણે ભયે હઠેલો જો, તને જાણે મહારથી,
ને જેનો તું બહુ માન્ય, પામીશ લઘુતા અતી-૩૫

अवाच्यवादांश्च बहून् वदिष्यंति तवाहिताः ।
निंदंतस्तव सामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥

વેણો ના બોલવા જેવાં, વદશે શત્રુઓ ઘણાં,
સામર્થ્ય નિંદશે તારૂં, વધુ કો દુઃખ છે બીજાં ?-૩૬

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥

સ્વર્ગ પામે મરાયો તો, જીતે તો પૃથ્વી ભોગવે,
કૌંતેય તેથી થા ઉભો, યુદ્ધનો કર નિશ્ચય–૩૭

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥

સુખ દુ:ખ સમાં જાણી, લાભાલાભ જયાજય,
યુક્ત થા તેથી યુદ્ધે તું, એમાં પાપ જરી ય ન–૩૮

एषा तेऽभिहिता सांख्ये बुद्धिर्योगे त्विमां शृणु ।
बुद्ध्या युक्तो यया पार्थ कर्मबन्धं प्रहास्यसि ॥

સાંખ્યે તને કહેલી આ, બુદ્ધિ યોગે હવે સુણ,
તું જે બુદ્ધિ વડે યુક્ત, છોડશે કર્મ બંધન–૩૯

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥

નથી નિષ્ફળતા આમાં, હરકતે ન દીસતી,
ન્હાનો શો ધર્મ તોયે તે, ઉગારે ભય વૃંદથી-૪૦

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥

વ્યંવસાયી બુદ્ધિ એક, આ મહીં કુરુનંદન !
ભેદ અનંત વાળીએ, બુદ્ધિ અવ્યવસાયીની-૪૧

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥

આ પુષ્પયુક્ત વાણી જે, જન અજ્ઞાની તો કહે;
આસક્ત વેદને વાદે, બીજું ના એ રીતે વદે-૪૨

कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिं प्रति ॥

કામી સ્વર્ગ પરાયણો, ફળ દે જન્મ કર્મનાં,
ક્રિયા બહુ પ્રકારી તે, ભોગ ઐશ્વર્ય માટજ-૪૩

भोगैश्वर्यप्रसक्तानां तयाऽपहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥

વિલાસો ભોગના જેથી, દીલ અશક્તનાં હરે,
તેવાની વ્યયવસાયી ના, બુદ્ધિ સમાધિમાં રહે-૪૪

त्रैगुण्यविषया वेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वंद्वो नित्यसत्त्वस्थो निर्योगक्षेम आत्मवान् ॥

ત્રિગુણ વિષયી વેદો, તું તે ગુણો રહિત થા,
નિર્દ્દ્વ સત્ત્વગુણી ને, નિર્યોગક્ષેમ આત્મના-૪૫



यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥

જેમ હેતુ તરસ્યાનો, થાય પૂર્ણ જળાશયે,
સૌ વેદે બ્રહ્મજ્ઞાનીનો, પૂર્ણ થાય જ હેતુ યે–૪૬

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥

કર્મમાંજ અધિકાર, કદાપિ ફળમાં નહિ,
ન–કર્મ–ફળ–હેતુ થા, મંગી તેમ અકર્મથી–૪૭

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते

રહી યોગે કરો કર્મો, છોડી અર્જુન! સંગ હો!
સમસિદ્ધિ અસિદ્ધિ યે, વદે 'યોગ' સમત્વ એ–૪૮

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥

કર્મ ઉતરતું બીજું, બુદ્ધિ યોગે ધનંજય,
શોધ શરણ બુદ્ધિનું, કૃપણ ફળ હેતુઓ–૪૯

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम्

બુદ્ધિયુક્ત અહીં છોડે, બને સુકૃત દુષ્કૃત,
તેથી તુ યોગ માટે જા, કર્મમાં યોગ કુશળ–૫૦

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥

બુદ્ધિયોગી થતા કર્મે, ડાહ્યા ફળ તજી અને,
જન્મબંધન નિર્મુક્તા, નિર્દોષ પદે જાય છે–૫૧

**यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।**
**तदा गंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥**

તરી તારી બુદ્ધિ જ્યારે, મોહ કાદવને જશે,
સુણ્યું સુણીશ જે તેનો, ત્યારે વૈરાગી તું થશે–૫૨

**श्रुतिविप्रतिपन्ना ते यदा स्थास्यति निश्चला ।**
**समाधावचला बुद्धिस्तदा योगमवाप्स्यसि ॥**

જ્ઞાનવંત વધુ બુદ્ધિ, જ્યારે તારી થશે દૃઢ,
અચળને સમાધિસ્થ, બુદ્ધિયોગે જશે તવ–૫૩

॥ अर्जुन उवाच ॥

**स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव ।**
**स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम्**

સ્થિત પ્રજ્ઞ સમાધિસ્થ, કેરી ચેષ્ટા શી કૃષ્ણ છે ?
સ્થિત બુદ્ધિ શું બોલે ? ને, ક્યાં હોયે ? વરતે ક્રમે ?–૫૪

॥ श्री भगवान् उवाच ॥

प्रजहाति यदा कामान् सर्वान्पार्थ मनोगतान् ।
आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥

કામનાઓ તજે જ્યારે, મનની સર્વ અર્જુન,
પોતે પ્રસન્ન આત્મામાં, સ્થિત જ્ઞાની વદાય જ–૫૫

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

દુઃખે મન ન ઉદ્વેગી, સુખે જેની સ્પૃહા નહિ,
ન ભય ક્રોધ ને પ્રિતિ, સ્થિરધી મુની તે વળી–૫૬

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

જે સર્વત્ર અસ્નેહાળ, તે શુભાશુભ પામીને,
ન વખાણે ન નીંદે જે, તેની સ્થિર જ બુદ્ધિ છે–૫૭

यदा संहरते चायं कुर्मोऽगानीव सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

જ્યારે આમ સંહરે છે, અંગ કુર્મ શુ સર્વશ,
ઇંદ્રિયો ઇંદ્રિના અર્થે, તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત–૫૮

विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥

નિવર્ત વિષયો થાયે, નિરાહારી મનુષ્યના,
પણ રસો ટકી જાય, બ્રહ્મ જોઈ રસો વિના–૫૯

यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥

પણ યત્ન છતાં પાર્થ! બુદ્ધિમાન નરોની યે,
ઈંદ્રિયો બળવંતી સૌ, પરાણે મનને હરે–૬૦

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

તે બધી રોકીને થા તું, જોડાઈ હું પરાયણ,
ઈંદ્રિયો વશ છે જેની, તેની બુદ્ધિ પ્રતિષ્ઠિત-૬૧

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥

ચિન્તવે વિષયો દેહી, સંગ તેહ વિષે વધે,
સંગથી ઉપજે કામ, કામથી ક્રોધ ઉદ્‌ભવે-૬૨

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति॥

ક્રોધથી થાય સંમોહ, સ્મૃતિ સંભ્રમ મોહથી,
સ્મૃતિ જાતાં બુદ્ધિનાશ, ને મરે બુદ્ધિ નાશથી-૬૩

रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥

રાગ દ્વેષ વિનાના જે, આચરે વિષયો સદા,
આત્મવશ ઈંદ્રિયોથી, ચિત્તની શુદ્ધિ પામતા–૬૪

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥

સર્વ દુઃખ પ્રસાદેથી, હાનિ નિશ્ચિત થાય છે,
પ્રસન્ન ચિત્તથી નક્કી, બુદ્ધિ સ્થિર જ થાય છે–૬૫

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शान्तिरशांतस्य कुतः सुखम् ॥

અયુક્તને નથી બુદ્ધિ, ના અયોગે જ ભાવના,
અભાવિને નથી શાન્તિ, સુખ અશાન્તને જ ક્યાં–૬૬

इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥

ઇંદ્રિયો રખડે તેમાં, જે મને કાબુ પ્રેરતો,
તેની બુદ્ધિ હરે જેમ, વાજો નાવ તાણતો-૬૭

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इन्द्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

તેથી જેની મહાબાહો, સર્વ રીતે કરી વશ,
ઇંદ્રિયો ઇંદ્રિયો અર્થે, તેની બુદ્ધિ ઠરી સ્થિર-૬૮

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥

જે નિશા સર્વ ભૂતોની, જાગે તે માંહી સંયમી,
જેમાં સર્વ ભૂતો જાગે, જુએ તેજ નિશા મુની-૬૯

आपूर्यमाणमचलप्रतिष्ठं ।
समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशन्ति सर्वे ।
स शान्तिमाप्नोति न कामकामी ॥

જે પૂર્ણ છે ને વળી છે પ્રતિષ્ઠિત,
જેના પ્રવેશે સમુદ્રે ય નીર;
તેવાં પ્રવેશે સહુ કામ જેને,
તે શાંતિ પામે, નવ કામકામી. ૭૦

विहाय कामान्यः सर्वान् पुमांश्चरति निःस्पृहः।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥

છોડીને કામના સર્વ, નર નિસ્પૃહ જે ફરે,
અહંતા મમતા શૂન્ય, શાન્તિ પામે જ તે ખરે-૭૧

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति।
स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति॥

એ બ્રાહ્મી સ્થિતિ હે પાર્થ, પામી એમાં ન મોહતો,
અંતકાળે રહી એમાં, બ્રહ્મમાં શાન્તિ પામતો-૭૨

અધ્યાય બીજો સમાપ્ત.

# अध्याय त्रीजो.

## કર્મયોગ.

॥ अर्जुन उवाच ॥

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥

કર્મથી શ્રેષ્ઠ જો હોયે, બુદ્ધિ યે આપને મતે,
ઘોર કર્મે તદા કેમ, યોજો કેશવ છો મને-૧

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥

એ પ્રમાણે મિશ્ર વાક્યે, મોહો છો મારી બુદ્ધિને,
તો નિશ્ચય કરી એક, જેથી સારૂં વદો થશે-૨

॥ श्री भगवान् उवाच ॥

**लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयाऽनघ**
**ज्ञानयोगेन सांख्यानां कर्मयोगेन योगिनाम् ॥**

નિષ્ઠા બે જાતિ આ લોકે, પુર્વે નિષ્પાપ મેં કહી,
સાંખ્યોની જ્ઞાન યોગેથી, કર્મયોગેથી યોગીની-૩

**न कर्मणामनारंभान् नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।**
**न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥**

કર્મ તણા વિના રંગે, નૈષ્કર્મ ભોગવે ન કો,
અને માત્રજ સંન્યાસે, સિદ્ધિને પામતું ન કો-૪

**न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।**
**कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥**

ક્ષણ પણ ન કોઇ યે, કર્યા કર્મ વિના રહે,
કરાયે કર્મ તો નિશ્ચે, સૌ પ્રકૃતિ ગુણો વડે-૫

**कर्मेंद्रियाणि संयम्य य आस्ते मनसा स्मरन् ।**
**इन्द्रियार्थान्विमूढात्मा मिथ्याचारः स उच्यते॥**

નિયમી જે કર્મેંદ્રિય, સ્મરતો મનથી રહે,
ઇંદ્રિયાર્થો મતિમૂઢ, મિથ્યાચારી વદાય તે–૬

**यस्त्विंद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।**
**कर्मेंद्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥**

ને જે મન વડે ઇંદ્રિ, આરંભે વશ રાખીને,
કર્મેંદ્રિયે કર્મયોગ, પાર્થ! આસક્ત તે વધે-૭

**नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः ।**
**शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥**

કર તું નિયમે કર્મ, કર્મ શ્રેષ્ઠ અકર્મથી,
દેહયાત્રા ન તારી યે, પામે સિદ્ધિ અકર્મથી–૮

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥

યજ્ઞાર્થેથી બીજાં કર્મો, અહીં બંધન રૂપ છે,
હે કૌંતેય! કર્મ તેથી, સંગ વિના તું આચરે-૯

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥

યજ્ઞ સાથે પ્રજા સર્જી, પુર્વે બોલ્યા પ્રજાપતિ,
આથી નિજ કરો વૃદ્ધિ, તે પુરો આશ ઉરની-૧૦

देवान्भावयतानेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥

સંતોષો આ વડે દેવો, સંતોષે દેવ આપને,
સંતુષ્ટતા પરસ્પર, પામે પરમ શ્રેયને-૧૧

इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः॥

તમને ઇષ્ટ ભોગો દે, યજ્ઞથી દેવ તૃપ્ત એ,
અર્પ્યા વિનાજ આપેલુ, ભોગવે તેહ ચોર છે–૧૨

यज्ञशिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः।
भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात्॥

જમનારા યજ્ઞ શેષ, સંતો સૌ પાપથી છુટે,
ખાય છે પાપ તેઓ જ, પોતે યે પાપી રાંધીને–૧૩

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः॥

અન્નથી પ્રાણિયો જન્મે, મેહથી અન્ન સંભવે,
યજ્ઞથી વરસે મેહ, યજ્ઞ કર્મે જ ઉદ્ભવે–૧૪

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥

બનેલું બ્રહ્મથી કર્મ, બ્રહ્મ અક્ષરથી વળી,
માટે બ્રહ્મ સર્વવ્યાપી, રહેલું નિત્ય યજ્ઞથી-૧૫

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥

ચાલતું એમ તે ચક્ર, જે ના અનુસરે અહીં,
પાપાયુ ઇંદ્રિ આરામી, જીવે તે અમથો વળી-૧૬

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥

જે હોય આત્મરંગી ને, માનવી આત્મ તૃપ્ત જે,
જે સંતુષ્ટજ આત્મામાં, કાર્ય કૈં નથી તેહને-૧૭

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥

અર્થ કાર્ય નથી તેને, અકૃતે ન કંઇ અહીં,
અને એનો સર્વ ભૂતે, અર્થ આશ્રય કો નહિ–૧૮

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥

માટે અસક્ત થા નિત્યે, કાર્યો સમજીને કર,
અસક્ત આચરે કર્મ, પામે તેહ પરમ્ નર–૧૯

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥

સંસિદ્ધિ કર્મથી પામ્યા, પૂર્વે જે જનકાદિ યે,
લોક સંગ્રહ જોતાં યે, તને તે કરવાં ઘટે–૨૦

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥

જે જે મોટા કરે તેમ, તે રીતે અન્ય આચરે,
જે પ્રમાણે કરે તેઓ, તેને લોક અનુસરે–૨૧

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥

મારે ન કર્મ હે પાર્થ, કાંઇ પણ ત્રિલોકમાં,
મેળવવાનું અપ્રાપ્ત, વર્તું તોય હું કર્મમાં–૨૨

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः ।
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥

કદાપિ હું કરૂં ના જો, કર્મ ગફલતે રહી,
રસ્તે અનુસરે મારે, પાર્થ! હે સર્વ માનવી–૨૩

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः

નાશ આ પામશે લોક, જો હું કર્મ કરૂં ન તો,
વર્ણસંકરનો કર્તા, થાઉં હર્તા પ્રજા તણો–૨૪

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥

આસક્ત કર્મમાં મૂઢ, જેમ ભારત! હે કરે,
કરે અસક્ત જ્ઞાની એ, લોક કલ્યાણ ઇચ્છિને–૨૫

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥

ન બુદ્ધિ ભેદ કરવો, અજ્ઞાની કર્મ સંગીનો,
સૌને જોડાવવા કર્મે, સદાચારથી જ્ઞાની યે–૨૬

प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥

પ્રકૃતિથી થતાં કર્મો, ગુણે સર્વ પ્રકારના,
મૂઢ આત્મા અહંકારે, "કર્તા હું" એમ માનતા-૨૭

तत्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥

તત્વવેત્તા મહાબાહુ, ગુણ કર્મ વિભાગના,
ગુણોમાં ગુણ વર્તે છે, જોડાયે એમ માની ના-૨૮

प्रकृतेर्गुणसंमूढाः सज्जंते गुणकर्मसु ।
तानकृत्स्नविदो मंदान्कृत्स्नविन्न विचालयेत् ॥

પ્રકૃતિ ગુણ સંમૂઢા, જોડાયે ગુણ કર્મમાં,
તેમાં મંદ અજ્ઞાનીને, જ્ઞાનીએ ન ચળાવવા-૨૯

मयि सर्वाणि कर्माणि संन्यस्याध्यात्मचेतसा।
निराशीर्निर्ममो भूत्वा युध्यस्व विगतज्वरः॥

મારામાંજ સર્વ કર્મો, અર્પી અધ્યાત્મ ચિત્તથી,
આશા ને મમતા તાપ, ત્યાગીને જા રણે કુદી-૩૦

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः।
श्रद्धावंतोऽनसूयंतो मुच्यते तेऽपि कर्मभिः॥

નિત્ય જો મત આ મારો, માણસો જે અનુસરે,
શ્રદ્ધાવાળા અખારીલા, કર્મ મુક્ત થઇ રહે-૩૧

ये त्वेतदभ्यसूयंतो नानुतिष्ठंति मे मतम्।
सर्वज्ञानविमूढांस्तान्विद्धि नष्टानचेतसः॥

છે આમાં ખારવાળા જે, વર્તે ન માહરા મતે,
સૌ જ્ઞાન વિમૂઢા તેઓ, જાણુ અચેત નષ્ટ તે-૩૨

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥

એ માફક કરે ચેષ્ટા, જ્ઞાની તો સ્વપ્રકૃતિયે,
ભૂતો પ્રકૃતિમાં જાયે, તો તે નિગ્રહ શુ કરે?–૩૩

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्न वशमागच्छेत्तौ ह्यस्य परिपंथिनौ ॥

ઈંદ્રિયના ઈંદ્રિયાર્થે, રાગ દ્વેષ સ્વભાવિ છે,
તે બે ને વશ થાવુ ના, એના ચોર અનેક છે–૩૪

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥

સ્વધર્મ વિગુણી સારો, સુસેવ્ય પરધર્મથી,
સ્વધર્મે મરવું સારૂં, ભય બૌ પરધર્મથી–૩૫

॥ अर्जुन उवाच ॥

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥

પ્રેરાએલ હવે કોથી, પાપ મનુષ્ય આ કરે,
ન ઇચ્છતાં છતાં કૃષ્ણ, પ્રેરાય જાણે કો બળે-૩૬

॥ श्री भगवान् उवाच ॥

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥

એજ કામ અને ક્રોધ, રજોગુણ થકી થયા,
ખાઉધરા મહાપાપી, એમને વેરી જાણવા-૩૭

धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥

ઢંકાય અગ્નિ ધૂમાડે, જેમ દર્પણ ધૂળથી,
ને ઢાંકેલ ગર્ભ ઓરે, ઢંકાયું તેમ આ નકી-૩૮

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौंतेय दुष्पूरणानलेन च ॥

ઢંકાયુ જ્ઞાન જ્ઞાનીના, એ કામ રૂપી શત્રુથી,
હે કૌંતેય ! અને નિત્ય, ન પુરાએલ અગ્નિથી-૩૯

इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥

ઇંદ્રિયો મન ને બુદ્ધિ, તેનાં કે'વાય સ્થાન જે,
કરે એ તે વડે મોહ, જ્ઞાન દેહીનું ઢાંકીને-૪૦

तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥

તે માટે તું ઇંદ્રિયોને, પ્રથમે કરીને વશ,
જ્ઞાન વિજ્ઞાન હર્તા તે, નાશ તેહ તણો કર–૪૧

इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥

ઇંદ્રિયો જબરી છે ને, જબરૂં ઇંદ્રિથી મન,
મનથી જબરી બુદ્ધિ, બુદ્ધિથી પણ તે પર–૪૨

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥

એમ બુદ્ધિ પરા જાણી, આત્મથી મન રોકીને,
માર અર્જુન! તે શત્રુ, કામ રૂપ અજીતને–૪૩

અધ્યાય ત્રીજો સમાપ્ત.



# अध्याय चोथो.

## જ્ઞાનના વિભાગનો યોગ.

॥ श्री भगवान् उवाच ॥

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥

યોગ જે આ અવિનાશી, પૂર્વે સૂર્યે કહેલ છે,
કહ્યો સૂર્યે મનુને ને, તેણે ઇક્ષ્વાકુને કહ્યો-૧

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥

પરંપરાથી મળેલો, રાજર્ષિ તેહ જાણતા,
થયો નષ્ટ ઘણા કાળે, અહીંથી પાર્થ! યોગ આ-૨

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम्॥

તેજ આજ તને મે આ, કહ્યો યોગ પુરાતન,
ભક્ત ને છે સખા મારો, આ રહસ્યેય ઉત્તમ-૩

॥ अर्जुन उवाच ॥

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति॥

સૂર્યનો જન્મ પ્રથમે, આપનો પછીથી થયો,
કેમ આ હું શકું જાણી, આપે પૂર્વે કહ્યો હતો-૪

॥ श्री भगवान् उवाच ॥

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥

બહુ જન્મો ગયેલા છે, તારા ને મમ અર્જુન,
જાણું છું સર્વ હું તેને, જાણે તું ન પરંતપ-૫

अजोऽपि सन्नव्ययात्मा भूतानामीश्वरोऽपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥

અજન્મ ને અમર્ણ હું, ભૂતોનો વળી ઈશ્વર.
જન્મુ હું મારી માયાએ, ધરીને પ્રકૃતિ નિજ-૬

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानधर्मस्य तदाऽऽत्मानं सृजाम्यहम् ॥

જ્યારે જ્યારે ધર્મ ગ્લાની, હે પરંતપ! થાય છે,
અધર્મ નાશ માટે હું, લઉં છું જન્મ તે સમે-૭

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

ઉદ્ધારાર્થે સાધુઓના, દુષ્ટોના નાશ કારણે,
ધર્મ સંસ્થાપવા માટે, હું જન્મું છું યુગે યુગે-૮

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः ।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेति सोऽर्जुन ॥

મારાં જન્મ અને કર્મ, જાણે જે દીલ આ રીતે,
પુનર્જન્મ નથી પાર્થ! ત્યજી દેહ મને મળે-૯

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः ।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥

રાગ ભય વિના ક્રોધ, મારા આશ્રિત હું મય,
જ્ઞાનને તપથી પામ્યા, મારો ભાવ પવિત્ર જ-૧૦

ये यथा मां प्रपद्यते तांस्तथैव भजाम्यहम् ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥

મને જેમ ભજે જેઓ, તેને તેમ ફળું છું હું
વર્તે છે મુજ માર્ગે જે, મનુષ્યો પાર્થ એ સહુ–૧૧

कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।
क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ॥

ઇચ્છનારા કર્મસિદ્ધિ, દેવતા ને પુજે અહીં,
કે તેથી તુર્ત આ લોકે, સિદ્ધિ કર્માનુસારીણી–૧૨

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥

વર્ણ ચાર સૃજેલા મેં, ભેદથી ગુણ કર્મ ને,
તેનો કર્તા મને જાણે, અકર્તા અવ્યય અને–૧૩

न मां कर्माणि लिंपन्ति न मे कर्मफले स्पृहा।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बद्ध्यते॥

મને કર્મો નહિ લેપે, સ્પૃહા કર્મની ના મને,
એમ જાણે મને જેઓ, બંધાયે કર્મથી ન તે–૧૪

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः।
कुरु कर्मैव तस्मात्वं पूर्वैः पूर्वतरं कृतम्॥

જાણીયુ એમ કર્યું કર્મ, પુર્વે પણ મુમુક્ષુએ,
માટે તુ કરને કર્મ, પૂર્વે કરેલ પૂર્વજે–૧૫

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः।
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्

અકર્મ ને કર્મ શું છે, કવિયો ત્યાં મુંજાય છે,
કર્મ તે કહું છું તુંને, જાણી તું અશુભે છુટે–૧૬

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः ।
अकर्मणश्च बोधव्यं गहना कर्मणो गतिः ॥

જાણવું કર્મને તેમ, જાણવું યે વિકર્મને,
અકર્મ જાણવું તે યે, ગતિ કર્મની ગૂઢ છે–૧૭

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥

અકર્મ કર્મમાં જોયે, ને જે કર્મ અકર્મમાં,
તે ડાહ્યા છે મનુષ્યોમાં, યુક્ત એ સર્વ કર્મમાં–૧૮

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥

જેના સર્વે સમારંભો, કામ સંકલ્પ હીણુ છે,
જ્ઞાનાગ્નિથી બળ્યાં કર્મો, ડાહ્યો પંડિત સૌ વદે–૧૯

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः॥

તજી કર્મફળ સંગ, જે સંતુષ્ટ નિરાશ્રયી,
મચ્યો રહે કર્મમાંહી તે, કાંઇ યે કરતો નથી–૨૦

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम्॥

જે નિરાશી ચિત્ત આત્મા, સર્વ પરિગ્રહ તજે,
દૈહી કર્મ કરે માત્ર, પામે તે નહિ દોષને–૨૧

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः।
समः सिद्धावसिद्धौ च कृत्वाऽपि न निबद्ध्यते

લાભે તૃપ્ત અનાયાસે, અદ્વંદ્વી ને વિમત્સર,
સમ સિદ્ધિ અસિદ્ધિએ, બંધાયે ના કર્યાં છતાં–૨૨

**गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।**
**यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥**

ત્યજેલ સંગ ને મુક્ત, જ્ઞાને લાગી રહ્યું મન,
યજ્ઞ માટે કરે કર્મો, પામે કર્મ સહુ લય-૨૩

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्म समाधिना ॥**

બ્રહ્માર્પણ બ્રહ્માગ્નિમાં, હોમેલું હવી બ્રહ્મ છે,
બ્રહ્મને તે વડે પામે, બ્રહ્મકર્મ સમાધિયે-૨૪

**दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।**
**ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनैवोपजुह्वति ॥**

દૈવિ યજ્ઞ બીજા કોઇ, ઉપાસે એમ યોગીઓ,
બ્રહ્મરૂપ ગણી અગ્નિ, હોમે યજ્ઞે જ યજ્ઞ કો-૨૫

श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥

કો શ્રોત્રાદિ ઇંદ્રિયોને, હોમે સંયમ અગ્નિમાં,
શબ્દના વિષયો બીજા, હોમે ઇંદ્રિય અગ્નિમાં–૩૬

सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥

કર્મો સૌ ઇંદ્રિયો હોમે, પ્રાણ કર્મો વળી બીજાં,
આત્મ સંયમ યોગના, જ્ઞાન દીપ્ય સુ અગ્નિમાં–૨૭

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथाऽपरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥

દ્રવ્ય યજ્ઞ તપો યજ્ઞ, યોગ યજ્ઞ બીજા વળી,
સ્વાધ્યાય જ્ઞાન યજ્ઞે ને, યોગીઓ દૃઢ વૃત્તિ જા–૨૮

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथापरे ।
प्राणापानगती रुद्ध्वा प्राणायामपरायणाः ॥

પ્રાણ હોમે અપાને ને, તેમ પ્રાણે અપાન કો,
પ્રાણાપાન ગતિ રૂંધી, પ્રાણાયામ પરાયણો-૨૯

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥

બીજા કોઈ મિતાહારી, હોમે પ્રાણો જ પ્રાણમાં,
એ બધા યે યજ્ઞ જ્ઞાતા, યજ્ઞો ટાળક પાપના-૩૦

यज्ञशिष्टामृतभुजो यान्ति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥

યજ્ઞ શેષામૃત ખાતાં, પામે બ્રહ્મ સનાતન,
અયજ્ઞનો ન આ લોક, અન્ય કેમ પરંતપ-૩૧

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवं ज्ञात्वा विमोक्ष्यसे॥

યજ્ઞો એમ બહુ વિધ, વિસ્તારે સૌ વદે મુખે,
જાણે તે સૌ થતા કર્મે, જાણી મોક્ષ મળે સુખે–૩૨

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥

દ્રવ્ય યજ્ઞથી છે શ્રેષ્ઠ, જ્ઞાન યજ્ઞ પરંતપ!
કર્મ સંપૂર્ણ સૌ પાર્થ! જ્ઞાને પુરાં સમાપ્ત જ–૩૩

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥

જાણ તેને પ્રણામેથી, સેવી પ્રશ્નો કરી અને,
ઉપદેશ કરી જ્ઞાન, જ્ઞાનીઓ તત્વદર્શી ને–૩૪

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पाण्डव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥

જાણી સર્વ ફરી મોહ, પાર્થ! તું નવ પામતો,
એ વડે સર્વ ભૂતો છે, તુંમાં હુંમાં નિહાળતો–૩૫

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥

જો તું પણ સહુ પાપે, પાતકીય બનીશ જો,
સર્વસ્વ જ્ઞાન નૌકાથી, તરે તું દુઃખ સિંધુ તો–૩૬

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥

દીપ્ત અગ્નિ કરે ભસ્મ, જેમ અર્જુન કાષ્ટને,
જ્ઞાનરૂપી અગ્નિ તેમ, કરે સૌ કર્મ ભસ્મને–૩૭

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥

નહિ જ્ઞાન સમું કોઈ, પવિત્ર બીજું છે અહીં,
તે પોતે યોગ સંસિદ્ધ, મેળવે આત્મ કોઇદી–૩૮

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानं लब्ध्वा परां शांतिमचिरेणाधिगच्छति ॥

મેળવે જ્ઞાન શ્રદ્ધાળુ, ને તેમાં મન સંયમી,
મેળવી જ્ઞાન શાન્તિને, પામે પદ પરમ્ નકી–૩૯

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः

અજ્ઞાની ને અશ્રદ્ધાળુ, સંશયી નાશ પામતા,
ને વળી સંશયાત્માને, આ લોકે સુખ ના બીજો–૪૦

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवंतं न कर्माणि निबध्नंति धनंजय ॥

યોગથી કર્મ સંન્યાસી, ગળ્યા જ્ઞાનથી સંશય,
આત્મવાન જ એવાને, બાંધે કર્મ ન અર્જુન-૪૧

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥

થતા અજ્ઞાનથી તેથી, સંશયો હૃદયે ઘણા,
જ્ઞાન ખડ્ગ વડે કાપી, યોગારંભે તું પાર્થ! જા-૪૨

અધ્યાય ચોથો સમાપ્ત.

# अध्याय पांचमो.

## કર્મસંન્યાસયોગ.

॥ अर्जुन उवाच ॥

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् ॥

કર્મ સંન્યાસ હે કૃષ્ણ! ફરી યોગ વદો અને,
શ્રેય બેમાંથી જે છે તે, કહો નિશ્ચે કરી મને-૧

॥ श्री भगवान् उवाच ॥

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥

સંન્યાસ ને કર્મયોગ, શ્રેયકારક બેઉ છે,
કર્મયોગ ય તેમાં યે, કર્મ સંન્યાસથી ચડે-૨

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न काङ्क्षति ।
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥

જ્ઞાતા ને નિત્ય સંન્યાસી, દ્વેષી લોભી વળી નથી,
નિર્દ્વન્દ્વી જ મહાબાહો, બંધો જાય સુખે છુટી-૩

सांख्ययोगौ पृथग्बालाः प्रवदन्ति न पंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विंदते फलम् ॥

જુદા સાંખ્ય અને યોગ, વદે બાળ, ન પંડિતો,
સારી રીતે રહ્યા એકે, તે ગ્રહે બેઉના ફળો-૪

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।
एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥

મળે સાંખ્ય વડે સ્થાન, મળે છે તેજ યોગથી,
એક સાંખ્ય અને યોગ, જે જુએ તે જુએ ખરૂં-૫

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥

સંન્યાસ તો મહાબાહુ, અયોગે દુઃખદાયી છે
યોગ યુક્ત મુનિ પામે, અવિલંબે જ બ્રહ્મને-૬

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेंद्रियः
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥

વિશુદ્ધ મનના યોગી, જીતીને મન ઇન્દ્રિયો,
સૌ ભૂતે જે જુએ આત્મા, લેપાય ન કર્યાં છતાં-૭

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्ववित् ।
पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन्

એમાં હું ન કરૂં કાંઇ, ઠીક તત્વજ્ઞ માનતો,
જોય, સુણે, અડે, સૂંઘે, ખાતો ને ઉંઘતો છતો-૮

प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इति धारयन् ॥

વદે છોડે ગ્રહે શ્વાસ, ખોલે ને આંખ મીંચતો,
ઇંદ્રિયો ઇંદ્રિના અર્થે, વર્તે છે એમ ધારતો-૯

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥

બ્રહ્માર્પણ કરી કર્મો, છોડીને સંગ જે કરે,
કમળ પત્રની જેમ, લેપાય પાપથી ન તે-૧૦

कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति संगं त्यक्त्वाऽऽत्मशुद्धये॥

કાયા ને મન બુદ્ધિથી, જે માત્ર ઇંદ્રિયો વડે,
આત્મ શુદ્ધિ અર્થે યોગી, કર્મ સંગ ત્યજી કરે-૧૧

युक्तः कर्मफलं त्यक्त्वा शांतिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबद्धयते ॥

કર્મફળ તજી યુક્ત, પામે નૈષ્ઠિક શાન્તિને,
અયુક્ત કામ ઈચ્છાથી, ફળાસક્ત ઝલાય છે–૧૨

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥

સૌ કર્મો મનથી મૂકી, વશકર્તા સુખે રહે,
નવદ્વારી પુરે દેહી, ન કરાવે કરે ન તે–૧૩

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥

નહિ કર્તૃત્વ ને કર્મ, લોકનાં સર્જતા પ્રભુ,
ના કર્મફળ સંયોગ, સ્વભાવે વરતે બધુ–૧૪

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥

કોઈનું ન કરે પાપ, તેમ સુકૃત ના કરે,
અજ્ઞાને જ્ઞાન ઢાંકેલ, મોહે જીવ જ તે વિષે–૧૫

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥

જ્ઞાન વડે જ અજ્ઞાન, પામેલું નાશ જેહનું,
તેનું સૂર્ય સમુ જ્ઞાન, પ્રકાશી તે પરે રહ્યું–૧૬

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः
गच्छन्त्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥

તે છે બુદ્ધિ અને આત્મા, તે નિષ્ઠા શર્ણ તેનું જે,
અમરપણું પામે તે, પાપથી મુક્ત જ્ઞાની જે-૧૭

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥

વિદ્યા વિનયવાળા જે, ગાય ને વિપ્ર હાથીમાં,
ચાંડાલ કુતરા માંહે, જોતા સમાન પંડિતો-૧૮

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद् ब्रह्मणि ते स्थिताः

જગ જીત્યો અહીં તેથી, મન જેનું રહ્યું સમ,
નિર્દોષ સમું છે બ્રહ્મ, બ્રહ્મ નિષ્ઠ વદાય જ-૧૯

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद् ब्रह्मणि स्थितः ॥

પામ્યે પ્રિય નહિ રાજી, પામ્યે અપ્રિય દુઃખના,
સ્થિર બુદ્ધિ ન મોહેલા, બ્રહ્મજ્ઞ બ્રહ્મનિષ્ટમાં-૨૦

बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥

વિષયોમાં અમોહેલા, જાણે છે આત્મ સુખને,
બ્રહ્મ યોગીજ આત્મા તે, પામે અક્ષર સુખને–૨૧

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥

જે જે સ્પર્શે થતા ભોગો, તેઓ જ દુઃખ મૂળ છે,
આદિ ને અંતવાળામાં, પાર્થ! ના જ્ઞાનીયો રમે–૨૨

शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥

શકે જ સહી આ લોકે, છૂટ્યા દેહ અગાઉ જે,
કામ ક્રોધ થતા વેગો, સુખવાળો જ યુક્ત તે–૨૩

योऽन्तःसुखोऽन्तरारामस्तथान्तर्ज्योतिरेव यः ।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥

જેના અંતર આત્મામાં, સુખ આરામ તેજ છે,
તે યોગી બ્રહ્મ નિર્વાણુ, પામે બ્રહ્મ થઈ સુખે–૨૪

लभन्ते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहिते रताः ॥

પામે છે બ્રહ્મ નિર્વાણુ, ઋષિયો પાપ પાવના,
અશંકાશીલ ચિદાત્મા ને, હિતેચ્છુ સર્વ ભૂતના–૨૫

कामक्रोधवियुक्तानां यतीनां यतचेतसाम् ।
अभितो ब्रह्मनिर्वाणं वर्तते विदितात्मनाम् ॥

કામ ક્રોધે છુટેલા ને, ચિત્ત છે વશ તે યતિ,
નજીક બ્રહ્મ નિર્વાણુ, આત્મવેત્તાની છે ગતિ–૨૬

**स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवान्तरे भ्रुवोः।**
**प्राणापानौ समौ कृत्वा नासाभ्यन्तरचारिणौ॥**

સ્પર્શો સર્વ કરી દૂર, દષ્ટી મધ્યે ભ્રૂએ કરી,
પ્રાણુપાન રહેલા જે નાકમાં, તે સમા કરી-૨૭

**यतेन्द्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः।**
**विगतेच्छाभयक्रोधो यः सदा मुक्त एव सः॥**

મન બુદ્ધિ જીતેંદ્રિય, મુનિ મોક્ષ પરાયણા,
ભય ક્રોધ ગયાં ઇચ્છા, તે છે મુની મુક્ત સદા-૨૮

**भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम्।**
**सुहृदं सर्वभूतानां ज्ञात्वा मां शान्तिमृच्छति॥**

તપ ને યજ્ઞના ભોક્તા, તે પ્રભુ સર્વ લોકના,
સુમિત્ર સર્વ ભૂતોના, જાણે ને શાંન્તિ પામતા-૨૯

અધ્યાય પાંચમો સમાપ્ત.



# अध्याय छट्ठो.

## આત્મસંયમયોગ.

॥ श्री भगवान् उवाच ॥

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः॥

કર્મ ફળ વિના ઇચ્છા, કાર્ય કર્મ જ જે કરે,
તે સંન્યાસી અને યોગી, અગ્નિ ક્રિયા વિના ન તે-૧

यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव ।
न ह्यसन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥

કરેલો એમ સંન્યાસ, જાણ અર્જુન! યોગ તે,
સંકલ્પો ન તજ્યા જેણે, કોઇ યોગી નહિ બને-૨

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥

ચઢેલો યોગમાં મુનિ, વધારે કર્મ કારણ,
યોગારૂઢ તણું તેમ, વધાવે શમ કારણ-૩

यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥

ન જ્યારે ઈંદ્રિયાર્થે જ, કર્મે જોડાય કે નહિ,
સર્વ સંકલ્પ સંન્યાસી, ગોગારૂઢ કહ્યો વળી-૪

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः ॥

તારો મન વડે આત્મા, આત્મા ડુબાડવો નહિ,
આત્મા છે મિત્ર આત્માનો, ને છે આત્મા રિપુ વળી-૫

बन्धुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥

બંધુ પોતેજ પોતાનો, જેણે પોતે જીત્યુ મન,
અજીત મનનો ક્લેશે, વર્તે છે શત્રુ તે સમ-૬

जितात्मनः प्रशान्तस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथा मानापमानयोः ॥

જીતેલ મન તો શાન્ત, સ્વરૂપે જ સ્થિર છે,
ટાઢ તાપે સુખે દુઃખે, માને ને અપમાનમાં-૭

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थो विजितेन्द्रियः ।
युक्त इत्युच्यते योगी समलोष्टाश्मकाञ्चनः ॥

તૃપ્ત જે જ્ઞાન વિજ્ઞાને, અવિકારી જીતેંદ્રિય,
યુક્ત યોગી કહે તે જે, સુવર્ણ પત્થરે સમ-૮

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबन्धुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ॥

શત્રુ મિત્ર ઉદાસીન, મધ્યસ્થ દ્વેષી બંધુમાં,
સાધુને પાપીમાયે તે, શ્રેષ્ઠ છે સમબુદ્ધિમાં-૯

योगी युञ्जीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः ॥

યોગી જોડે નિત્ય આત્મા, બેસી એકાંતમાં અને,
એકલો મન જીતેલો, સંતોષી જ નિરાશી તે-૧૦

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥

પવિત્ર સ્થળમાં સ્થાપી, સ્થિર આસન નિજનું,
ન ઉંચું કે અતિ નીચું, ચર્મ કે દર્ભ વસ્ત્રનું-૧૧

तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये ॥

કરી એકાગ્ર ત્યાં ચિત્ત, રોકી ઇંદ્રિ મન ક્રિયા,
યોગ આત્મ શુદ્ધિ માટે, આસને બેસી સાધવા–૧૨

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥

ડોક માથું સમા કાયા, અચળ સ્થિર રાખીને,
નાસિકાગ્રે કરી દૃષ્ટી, અને જોતો ન કો દિશે–૧૩

प्रशान्तात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनः संयम्य मच्चितो युक्त आसीत मत्परः ॥

નિડર શાન્ત ચિત્તાળો, બ્રહ્મચર્ય વ્રતે રહે,
સંયમીને હુંચિત્તાળો, હું યુક્ત શરણે રહે–૧૪

युञ्जन्नेवं सदाऽऽत्मानं योगी नियतमानसः।
शान्तिं निर्वाणपरमां मत्संस्थामधिगच्छति॥

આત્મ જોડે સદા એમ, યોગી જે મન નિયમી,
પામે તે શાન્તિ નિર્વાણ, પરમ્ રહેલ હું મહીં–૧૫

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः।
न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन॥

ખાઉધરાને નથી યોગ, ન અલ્પાહારીને વળી,
અતિ જાગે ઉંઘે તેને, પાર્થ યોગ થતો નથી–૧૬

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा॥

યોગ્ય આહારી વિહારી, કરે જે યુક્ત કર્મને,
યોગ્ય જાગે ઉંઘે તેને, સુખદા યોગ થાય છે–૧૭

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहः सर्वकामेभ्यो युक्त इत्युच्यते तदा ॥

ચિત્ત નિયમિતે જ્યારે, લાગેલું આત્મમાં રહે,
નિસ્પૃહ કામના સૌથી, ત્યારે યુક્ત વદાય તે-૧૮

यथा दीपो निवातस्थो नेङ्गते सोपमा स्मृता ।
योगिनो यतचित्तस्य युञ्जतो योगमात्मनः ॥

જેમ દીવો વિના વાયુ, રહેલો હાલતો નથી,
યોગી ધ્યાની ચિદાત્માના, યોગની ઉપમા કહી-૧૯

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्र चैवात्मनाऽऽत्मानं पश्यन्नात्मनि तुष्यति ॥

પામે વિરામ જ્યાં ચિત્ત, રોકેલું યોગ સેવના,
ને એમ મનથી આત્મા, સંતોષે જોઇ આત્મામાં-૨૦

सुखमात्यन्तिकं यत्तद्बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः ॥

અત્યંત સુખ લેવાયે, બુદ્ધિથી ઈંદ્રિથી ન તે,
જાણે છે જ્યાં રહેલો જ, તત્ત્વે ફરી ન તે મળે–૨૧

यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः ।
यस्मिन्स्थितो न दुःखेन गुरुणापि विचाल्यते॥

લાભ જે મેળવી બીજો, ન માને તેહથી વડો,
રહેલો જે મહીં તે ના, મહા દુઃખે ચળે જ તો–૨૨

तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम् ।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा ॥

દુઃખ સંયોગ વિયોગ, જાણવું "યોગ" નામી તે,

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वा सर्वानशेषतः ।
मनसैवेन्द्रियग्रामं विनियम्य समन्ततः ॥

સંકલ્પેથી થતી ઈચ્છા, સંપૂર્ણ સર્વ છોડીને,
ઇંદ્રિ એમ નથી રોકી, વિષયો સર્વમાંથી ને–૨૪

शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिन्तयत्

વૈરાગવું ધીરે ધીરે, બુદ્ધિથી ધૈર્ય રાખીને,
આત્મામાં મન રાખીને, ન વિચારવું કાંઇયે–૨૫

यतो यतो निश्चराति मनश्चञ्चलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥

મન ચંચળ અસ્થિર, જ્યાં જ્યાંથી તે જતું રહે
ત્યાં ત્યાંથી વશ વાળીને, આત્મામાં કરવું જ તે–૨૬

प्रशान्तमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शान्तरजसं ब्रह्मभूतमकल्मषम् ॥

શાન્ત મનના યોગીને, આવી શ્રેષ્ઠ સુખો મળે,
રજોગુણ ગયેલાને, બ્રહ્મભૂત અપાપીને–૨૭

युञ्जन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यन्तं सुखमश्नुते ॥

એમ જોડે સદા આત્મા, અપાપી જેહ યોગી તે,
સુખ પામે અતિ સુખે, બ્રહ્માનંદે રહેલ તે–૨૮

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥

સૌ ભૂતોમાં રહ્યો આત્મા, આત્મામાં સૌ ભૂતો વળી,
મુક્ત યોગથી જે જુએ, સમદર્શી અહીં તહીં–૨૯

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥

જે સર્વત્ર મને દેખે, ને સૌને મુજમાં જુએ,
કરું નાશ ન હું તેનો, ને તે નહિ હણે મને–૩૦

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥

સર્વ ભૂતે રહેલો હું, એકત્વે જે મને ભજે,
બધે ત્યાં વર્તતા તોયે, વર્તે હુંમાં જ યોગી તે–૩૧

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥

ઉપમા સૌથી સર્વત્ર, પાર્થ સમાન જે જુએ,
સુખ કે અથવા દુ:ખ, માન્યો પરમ યોગી મેં–૩૨

॥ अर्जुन उवाच ॥

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन।
एतस्याहं न पश्यामि चञ्चलत्वात्स्थितिं स्थिराम्

આત્મયોગ કહ્યો જેહ, સમતાળો શ્રીકૃષ્ણ તે,
સ્થિતિ સ્થિર નથી જોતો, તેની ચંચળ હું હવે–૩૩

चञ्चलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम्।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम्॥

મન ચંચળ છે કૃષ્ણ, ઉદ્વેગી બળી ને દઢ,
રોકવું તેનું હું માનું, વાયુ પેઠે સુદુષ્કર–૩૪

॥ श्री भगवान् उवाच ॥

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम्।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते॥

બેશક હે મહાબાહો, મન ચલ અવશ્ય છે,
તો અભ્યાસ વડે પાર્થ, ને વૈરાગ્યે ઝલાય છે–૩૫

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः॥

યોગ અવશ આત્માને, મારે અપ્રાપ્ય છે મને,
મન વશ કર્તા હુંને, ઉપાયે મેળવી શકે–૩૬

॥ अर्जुन उवाच ॥

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः।
अप्राप्य योगसंसिद्धिं कां गतिं कृष्ण गच्छति॥

ન કર્તા યત્ન શ્રદ્ધાળુ, યોગે મન ચલિતનો,
ન પામી યોગસંસિદ્ધિ, કૃષ્ણ! તે કો ગતિ જતો–૩૭

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति।
अप्रतिष्ठो महाबाहो विमूढो ब्रह्मणः पथि॥

ટેકાણે બેઉ શું કોઇ, વણસે વાદળાં સમા,
અજાણ હે મહાબાહો, અજ્ઞાની બ્રહ્મ માર્ગમાં–૩૮

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥

શંકા આ કૃષ્ણ હે મારી, કાઢવા પૂર્ણ યોગ્ય તું,
આ શંકાને નહિ બીજુ, ટાળી કોઈ હજી શક્યું-૩૯

॥ श्री भगवान् उवाच ॥

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥

અહીં વા ત્યાં નથી પાર્થ, જાણ્યો નાશ નહિ કદી,
ન કો કલ્યાણ કર્ત્તા યે, તાત પામે જ દુર્ગતિ-૪૦.

प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥

પુણ્યાળુ લોક પામીને, ઝાઝું ત્યાંહી વસી અને,
શુદ્ધ, શ્રીમંતને ઘેરે, જન્મે છે યોગભ્રષ્ટ તે-૪૧

अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥

કે બુદ્ધિમાન યોગીના, કૂળમાં થાય છે ગતિ,
મળવા જન્મ આવા તો, અહીં દુર્લભ છે અતિ-૪૨

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥

ત્યાં તેને બુદ્ધિ સંયોગે, મળે છે પૂર્વ જન્મનાં,
કર્મોને ને પ્રયાસે ય, કરે સિદ્ધ્યર્થ તેહ ત્યાં-૪૩

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥

પૂર્વાભ્યાસ વડે તેથી, દોરાયે પરાધીન તે,
છતાંયે યોગ જીજ્ઞાસુ, ઓળંગે શબ્દ બ્રહ્મ તે-૪૪

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥
મ્હેનતુ ખતિલો યોગી, પાવન પાપથી બની,
જન્મ અનેક સુધારી, પામતો તે પરમ ગતિ-૪૫

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥
તપસ્વિથી વધુ યોગી, ગણાય વધુ જ્ઞાનીથી,
ને કર્મે અદકો યોગી, પાર્થ તું તેથી યોગી થા-૪૬

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान् भजते यो मां स मे युक्ततमो मतः ॥
યોગીઓ સર્વમાંથી જે, મારામાં આત્મ જોડીને,
શ્રદ્ધાવાળો ભજે હું ને, તે માન્યો શ્રેષ્ઠ યોગી મેં-૪૭

અધ્યાય છઠ્ઠો સમાપ્ત.

# अध्याय सातमो.

## જ્ઞાનવિજ્ઞાનયોગ.

॥ श्री भगवान् उवाच ॥

मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु ॥

પાર્થ હુંમાં જ આસક્ત, સાધે યોગ હુંઆશ્રયી,
નિશ્ચે સમગ્ર જે રીતે, મને જાણે તુ તે સુણી-૧

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वा नेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥

હું આ જ્ઞાન સવિજ્ઞાને, સંપૂર્ણ કહીશ તુંને,
અહીં ન ફરી તે જાણી, જાણવાનું પછી રહે-૨

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्त्वतः ॥

મનુષ્યોમાં હજારોએ, સિદ્ધિ માટે કોઇ મથે,
સિદ્ધ ઉદ્યોગી પૈકી કો, જાણે છે તત્ત્વથી મને–૩

भूमिरापोऽनलो वायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥

પૃથ્વિ પાણી અગ્નિ વાયુ, આકાશ મન બુદ્ધિ યે,
ને અહંકાર સૌ મારી, આઠે પ્રકૃતિ ભિન્ન છે–૪

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥

બીજી આ તેથી યે મારી, પ્રકૃતિ મોટી જાણ તું,
થઇ જીવરૂપે પાર્થ, જેણે આ જગ ધારિયું–૫

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।
अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ॥

આ બે કારણ સૌ ભૂતો, જન્મે છે એમ જાણજે,
હું છું જગત આખાનો, જન્મદાતા જ કાળ ને–૬

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥

નથી મારાથી કાંઇ યે, અર્જુન ! આગળે વધુ,
હુંમાં સર્વ પરોવાયું, માળાએ મણકા સમું–૭

रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥

જળે રસ હું છું પાર્થ, સૂર્ય ચંદ્રે પ્રકાશ હું,
વેદે ॐ શબ્દ આકાશે, નરોમાં પુરુષત્વ હું–૮

पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥

પવિત્ર ગંધ પૃથ્વિમાં, ને અગ્નિમાંહી તેજ હું,
જીવન સર્વ ભૂતોમાં, તપસ્વિનું તપે ય હું–૯

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् ॥

બીજ તું સર્વ ભૂતોનુ, મને જાણુ સનાતન,
બુદ્ધિ હૂં બુદ્ધિમાનોની, ને તેજસ્વીનું તેજ હુ–૧૦

बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ॥

કામ રાગ વિનાનું હું, બળવાન તણું બળ,
કામ ધર્મ અવિરુદ્ધ ભૂતોમાં હે પાર્થ! હું છું–૧૧

ये चैव सात्त्विका भावा राजसास्तामसाश्च ये।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥

એમ સાત્વિક ભાવો જે, રાજસી તામસી અને,
જાણ મારા થકી તે છે, ને તેમાં હું હુંમાં જ તે-૧૨

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितं नाभिजानाति मामेभ्यः परमव्ययम् ॥

તે ત્રણ ગુણી ભાવેથી, મોહ્યું સર્વ જ વિશ્વ આ,
સુરીતે ન મને જાણે, મન અવ્યય સર્વના-૧૩

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥

માયા દૈવી ગુણોવાળી, આ મારી દુ:ખદાયીની,
જે મારે શરણે આવે, તે માયા જાય એ તરી-૧૪

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः ।
माययापहृतज्ञाना आसुरं भावमाश्रिताः ॥

ન મારે શરણે આવે, મૂંઢ નરો અધમ જે,
માયા વડે હૃત જ્ઞાન, પામ્યા આસુર ભાવને–૧૫

चतुर्विधा भजन्ते मां जनाः सुकृतिनोऽर्जुन ।
आर्तो जिज्ञासुरर्थार्थी ज्ञानी च भरतर्षभ ॥

ચાર જણા ભજે મને, ને પાર્થ ! સુકૃતિ જન,
દુઃખી જીજ્ઞાસુ પૈસાર્થી, ને જ્ઞાની ભરતર્ષભ–૧૬

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः॥

તેમાં જ્ઞાની નિત્ય યુક્ત, એક ભક્તિ જ છે વધુ,
જ્ઞાનીનો હુ અતિ પ્યારો, ને તે પ્રિય મને બહુ–૧૭

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥

અને ઉદાર છે સર્વ, જ્ઞાની તો મુજ આત્મ છે,
ને રહેલો જ તે યોગી, શ્રેષ્ઠ મારી ગતિ ભણી–૧૮

बहूनां जन्मनामन्ते ज्ञानवान् मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥

ઘણા જન્મ પછી અંતે, જ્ઞાનવાન્ પામતો મને,
સૌ વાસુદેવ એ જાણે, મહાત્મા વિરલા જ તે–૧૯

कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यन्तेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥

તે તે કામે નષ્ટ જ્ઞાની, અન્ય દેવનું શર્ણ લે,
તે તે નિયમ પાળીને, સ્વેચ્છાએ જ તણાઇને–૨૦

यो यो यां यां तनुं भक्तः श्रद्धयार्चितुमिच्छति।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम्॥

જે જે ભક્ત જેનું જેનું, શ્રદ્ધાથી રૂપ અર્ચતો,
તેમની તે રૂપે શ્રદ્ધા, હું અચળ સર્વ દો-૨૧

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते।
लभते च ततः कामान्मयैव विहितान् हि तान्

તે તે શ્રદ્ધા વડે રંગી, તે આરાધન જે કરે,
મેળવે કામના તેથી, પ્રેરેલી મેં જ તેમને-૨૨

अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम्।
देवान् देवयजो यान्ति मद्भक्ता यान्ति मामपि

નાશાળાં ફળ તેનાં એ, તે મંદ બુદ્ધિનું ય હો,
પૂજ્યે દેવ મળે દેવ, મારા ભક્તો મને મળે-૨૩

अव्यक्तं व्यक्तिमापन्नं मन्यन्ते मामबुद्धयः ।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥

અબુધો વ્યક્તિ પામેલા, માને મને અવ્યક્તને,
ન મારો ભાવ જાણીને, અનુત્તમ અવ્યય તે–૨૪

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।
मूढोऽयं नाभिजानाति लोको मामजमव्ययम्

ઢંકાયો યોગ માયાથી, જણાઉં હું ન સર્વને,
મૂઢ લોકો ન જાણે આ, અજન્મા અવ્યયે મને–૨૫

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥

જાણું છું હું ગયેલાને, જે અર્જુન હયાત છે,
ને થનારાં સર્વ ભૂતો, ન જાણે કોઇ તે મને–૨૬

इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप ॥

ઇચ્છા દ્વેષે ઉપજેલા, ને પાર્થ દ્વંદ્વ મોહથી,
જન્મ વેળા ભૂતો સર્વ, પાર્થ ઘેરાય મોહથી-૨૭

येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥

જેના પાપો અંત પામ્યા, જન જે પૂણ્ય સત્કૃતિ,
નિર્મુક્ત દ્વંદ્વ મોહેથી, ભજે દૃઢ મતી મને-૨૮

जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये ।
ते ब्रह्म तद्विदुः कृत्स्नमध्यात्मं कर्म चाखिलम्

જરા મૃત્યુ મુક્તિ માટે, મુજ આશ્રયી જે મથે,
તે જાણે છે બધું બ્રહ્મ, કર્મ અધ્યાત્મ બેઉને-૨૯

**साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।**
**प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥**

અધિભૂતો અધિદૈવે, અધિયજ્ઞે ગણે મને,
મર્ણ કાળે મને તેઓ, યુક્ત ચિત્તાળુ જાણે છે—૩૦

અધ્યાય સાતમો સમાપ્ત.



# अध्याय आठमो.

## અક્ષરબ્રહ્મયોગ.

॥ अर्जुन उवाच ॥

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते ॥

શું તે બ્રહ્મ ? શું અધ્યાત્મ ? ને હે માધવ! કર્મ શું ?
અધિભૂત કહેલું શું ? અધિદૈવ વદાય શું ?–૧

अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकाले च कथं ज्ञेयोऽसि नियतात्मभिः ॥

અહીં કાણુ અધિયજ્ઞ, દેહે કેમ શ્રીકૃષ્ણ છે ?
જાણવા મૃત્યુકાળે શો, જોઇએ આત્મજ્ઞાનીથી–૨

॥ श्री भगवान् उवाच ॥

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥

પર અક્ષર ને બ્રહ્મ, કહે અધ્યાત્મ સ્વભાવને,
ભૂત ભાવો જન્મદાતા, વિસર્ગ કર્મ નામી તે–૩

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥

ક્ષર ભાવ અધિભૂત, પુરુષ અધિદૈવને,
અધિયજ્ઞ અહીં હું જ, દેહમાં શ્રેષ્ઠ દેહીને–૪

अन्तकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम्
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः।

અંતકાળે મને જેઓ, સ્મરતાં છોડી દેહને,
જે જાએ, ભાવ તે પામે મારો, શંકા ન તે વિષે–૫

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम्।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः॥

જે જેવો ભાવ રાખીને, તજે અંતે શરીરને,
તે તે તેને મળે પાર્થ, સદા સંસ્કારી ભાવ તે–૬

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्ध्य च।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम्॥

સર્વ કાળે મને માટે, સ્મરીને કર યુદ્ધ તું,
મન બુદ્ધિ હુંમાં અર્પી, મને પામી શકીશ તું–૭

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिन्तयन् ॥

યોગાભ્યાસવડે યુક્ત, ન જતા ક્યાંઇ ચિત્તથી,
પુરુષ પરમ દિવ્ય, પામતા પાર્થ ચિંતવી–૮

कविं पुराणमनुशासितार-
मणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिन्त्यरूप-
मादित्यवर्णं तमसः परस्तात् ॥

સર્વજ્ઞ શાસ્તા પ્રભુજી સનાતન,
આધાર સૌનો સુઅચિંત્ય રૂપ,
આદિત્યવર્ણી તમથી વિહીન,
અણુ અણુથી પ્રભુને રટો એ. ૯

प्रयाणकाले मनसा चलेन।
भक्त्या युक्तो योगबलेन चैव ॥
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्य-
क्स तं परं पुरुषमुपैति दिव्यम् ॥

પ્રયાણ કાળે અચળે મનેથી,
ભક્તિ વડે યોગ તણે બળેથી,
ધરે ભવોમાં સુરીતે જ પ્રાણ,
પામે પરમ પૂરુષ દિવ્ય તો તે. ૧૦

यदक्षरं वेदविदो वदन्ति।
विशन्ति यद्यतयो वीतरागाः ॥

यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति ।
तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥

જેને કહે અક્ષર વેદ વેત્તા,
જેમાં પ્રવેશે યતિ રાગભેત્તા;
જે ઇચ્છનારા બ્રહ્મચર્ય પાળે,
કહું તને હું પદ તે ટુંકાણે. ૧૧

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुध्य च ।
मूर्ध्न्याधायात्मनः प्राणमास्थितो योगधारणाम्

સંયમી સર્વ દ્વારોને, હૃદયે મન રોકીને,
તાળવે રાખીને પ્રાણ, ધારીને નિજ યોગને–૧૨

ओमित्येकाक्षरं ब्रह्म व्याहरन् मामनुस्मरन् ।
यः प्रयाति त्यजन् देहं स याति परमां गतिम्

ૐ એકાક્ષરી એ બ્રહ્મ, મંત્રનો જપ આદરી,
જાય છે તે તજી દેહ, તે પામે છે પરમ્ ગતિ–૧૩

अनन्यचेताः सततं यो मां स्मरति नित्यशः ।
तस्याहं सुलभः पार्थ नित्ययुक्तस्य योगिनः ॥

અનન્ય ચિત્ત જે નિત્યે, હંમેશાં જ સ્મરે મને,
પાર્થી સુલભ હું તેને, જે યોગી નિત્ય યુક્ત છે–૧૪

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवन्ति महात्मानः संसिद्धिं परमां गताः ॥

મને પામી ફરી જન્મ, દુઃખ સ્થાન વિનાશી જે,
તે ન પામે મહાત્મા જે, પરમ્ સંસિદ્ધિ પામીને–૧૫

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौन्तेय पुनर्जन्म न विद्यते ॥

બ્રહ્મલોક સુધી સર્વ, પુનર્જન્મી જ લોક છે,
પણ પામી મને પાર્થ, પુનર્જન્મ ન પામશે-૧૬

सहस्रयुगपर्यन्तमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रांतां तेऽहोरात्रविदो जनाः ॥

સહસ્ર યુગ પર્યન્ત, જાણે જે દીન બ્રહ્મનો,
હજાર યુગ રાત્રીયે, તે જ્ઞાતા રાત દી જનો-૧૭

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवन्त्यहरागमे ।
रात्र्यागमे प्रलीयन्ते तत्रैवाव्यक्तसंज्ञके ॥

વ્યક્ત અવ્યક્તથી તેમ, નૌ ન્મે દીન ઉગતા,
નાશ થાયે થતાં રાત્રી, અવ્યક્ત નામના-૧૮

**भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।**
**रात्र्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ।**

એ રીતે સર્વ ભૂતો તે, નાશ પામે થઈ થઈ,
થતાં રાત્રી પરાધીન, જન્મે પાર્થ ઉગ્યે જ દી–૧૯

**परस्तस्मात्तु भावोऽन्योऽव्यक्तोऽव्यक्तात्सनातनः**
**यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥**

માટે અન્ય પરે ભાવ, વ્યક્તાવ્યક્ત સનાતન,
થતાં નાશ સહુ ભૂતો, પામે તે નહિ નાશ જ–૨૦

**अव्यक्तोऽक्षर इत्युक्तस्तमाहुः परमां गतिम् ।**
**यं प्राप्य न निवर्तन्ते तद्धाम परमं मम ॥**

અવ્યક્ત અક્ષર એવું, કહ્યું તે છે પરમ્ ગતિ,
ફરી આવે ન પામે તે, તે પરમ્ ધામ મારૂં–૨૧

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया।
यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥

પુરૂષ પર તે પાર્થ, પામે અનન્ય ભક્તિથી.
રહે જેમાં સહુ ભૂતો, વ્યાપેલું સર્વ જે થકી-૨૨

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यान्ति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥

ગયેલા યોગીઓ પાછા જન્મે ના, તેમ જન્મ લે,
જે કાળે તે કહું કાલ, સુણ પાર્થ ! સહુ હવે-૨૩

अग्निर्ज्योतिरहः शुक्लः षण्मासा उत्तरायणम् ।
तत्र प्रयाता गच्छन्ति ब्रह्म ब्रह्मविदो जनाः ।

અગ્નિ જ્યોતિ શુક્લપક્ષ, છ માસો ઉતરાયણે,
પામે બ્રહ્મ જનારા ત્યાં, જાણતા બ્રહ્મયોગી જે-૨૪

धूमो रात्रिस्तथा कृष्णः षण्मासा दक्षिणायनम्
तत्र चान्द्रमसं ज्योतिर्योगी प्राप्य निवर्तते ॥

ધોર રાત્રિ કૃષ્ણપક્ષ, છ માસ દક્ષિણાયને,
પામી ચંદ્ર સમ જ્યોતિ, પાછા જોગી જગે ફરે–૨૫

शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।
एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥

ધોળી કાળી ગતિ બે એ, માનેલી જગમાં સદા,
મળે એક વડે મોક્ષ, બીજીથી ફરી જન્મતા–૨૬

नैते सृती पार्थ जानन्योगी मुह्यति कश्चन ।
तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन ॥

ને એ બે માર્ગમાં પાર્થ ! મોહે છે જાણુયોગી કો,
તે માટે તું સઉ કાળે, પાર્થ ! તું યોગ યુક્ત હો–૨૭

वेदेषु यज्ञेषु तपःसु चैव ।
दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ॥
अत्येति तत्सर्वमिदं विदित्वा ।
योगी परं स्थानमुपैति चाद्यम् ॥

વેદે જ યજ્ઞે જ અને તપે જ,
દાનો મહી પુણ્ય ફળો કહ્યાં જ;
ઉથાપી તે સર્વ આને જ જાણી,
પામે પરમ્ ધામજ યોગી આદિ. ૨

અધ્યાય આઠમો સમાપ્ત.



# अध्याय नवमो.

## રાજવિદ્યારાજગુહ્યયોગ.

॥ श्री भगवान उवाच ॥

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्

નક્કી હું આ તુને ગુહ્ય, કહું છું તું અજીતને;
જ્ઞાન વિજ્ઞાન સાથે જે, જાણી છોડે અશુભને-૧

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥

રાજવિદ્યા રાજભેદુ, આ છે પવિત્ર ઉત્તમ,
પ્રત્યક્ષ ફળદાયી ને, સહેલી તેમ અનાશીજ-૨

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥

પુરૂષો જે અશ્રદ્ધાળુ, હે પરંતપ ! ધર્મમાં,
ન પામી તે મને પાછા, ભમે છે મૃત્યુ લોકમાં–૩

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानि सर्वभूतानि न चाहं तेष्ववस्थितः ॥

વિશ્વ છે વ્યાપ્ત આ સર્વ, અવ્યક્ત મૂર્તિ હું વડે,
મારામાં સર્વ ભૂતો છે, તેમાં હું ન રહ્યો અને–૪

न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥

તે ભૂતો ન રહ્યાં હુંમાં, જો ઐશ્વર્ય તુ યોગનું,
ભૂતધર્તા ન ભૂતે હું, ભૂતપોષક આત્મ હું–૫

यथाऽऽकाशस्थितो नित्यं वायुःसर्वत्रगोमहान्
तथा सर्वाणि भूतानि मत्स्थानीत्युपधारय ॥

રહ્યો જેમ નભે નિત્ય, વાયુ સર્વ જગે જતો,
તેમ સર્વે ભૂતો હુંમાં, રહેલાં છેજ પાર્થ ! હો–૬

सर्वभूतानि कौन्तेय प्रकृतिं यान्ति मामिकाम्
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥

કલ્પ અંતે સર્વ ભૂતો, પામે મારી જ પ્રકૃતિ,
કલ્પારંભે હે કૌંતેય ! સર્જું છું સહુને તે ફરી–૭

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ।

બળે પ્રકૃતિને મારે, સર્જું છું હું ફરી ફરી,
ખરી પ્રકૃતિ આધિન, છે આ સૌ ભૂત મંડળી–૮

न च मां तानि कर्माणि निबध्नन्ति धनंजय ।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥

અને કર્મો મને તેના, બાંધતાં હે ધનંજય,
ઉદાસીન સમા તેઓ, તે કર્મે નથી બંધન-૯

मयाऽध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनाऽनेन कौन्तेय जगद्विपरिवर्तते ॥

મારા અધ્યક્ષપણાથી, પ્રકૃતિ છે ચરાચર,
એજ હેતુ વડે પાર્થ, જગે થાય ફરાફર-૧૦

अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥

ન પીછાણે મને મૂર્ખ, મનુષ્ય દેહ ધારતો,
પરભાવ ન જાણે તે, મમ ભૂત મહેશ્વરો-૧૧

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥

વૃથા આશા કર્મ સૌને, જ્ઞાન તે પણ મૂર્ખના.
રાક્ષસી આસુરી ને જ, મોહ પ્રકૃતિમાં રહ્યાં-૧૨

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥

મહાત્મા તો મને પાર્થ, દૈવી પ્રકૃતિવાન જે.
ભજે અનન્ય ભાવેથી, હું અવ્યય ભૂતાદિને-૧૩

सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।
नमस्यंतश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥

હુંકિર્તન કરે નિત્ય, સંયમી વ્રતધારી એ,
ને નમીને કરે ભક્તિ, નિત્યયુક્તો મને ભજે-૧૪

ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् ॥

અને કો જ્ઞાનયજ્ઞેથી, ઉપાસતા મને ભજી,
એક કિવા જુદો જાણી, બહુધા વિશ્વતોમૂખી-૧૫

अहं क्रतुरहं यज्ञः स्वधाऽहमहमौषधम् ।
मन्त्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥

હું સંકલ્પ છું હું યજ્ઞ, સ્વધા ને ઔષધી હું છું,
મંત્ર હું ને ઘી યે હું છું, હોમેલું તેમ અગ્નિ હું-૧૬

पिताऽहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक्सामयजुरेव च ॥

જગતનો પિતા હું છું, માતા ધાતા પિતામહ,
સુજ્ઞ પવિત્ર ઓંકાર, સામ હું યજુર ઋગ્-૧૭

गतिर्भर्त्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयस्थानं निधानं बीजमव्ययम् ॥

ગતિ ભર્તા પ્રભુ સાક્ષી, નિવાસ શર્ણુ મિત્ર જ,
ઉત્પતિ પ્રલય સ્થાન, નિધિ બીજ હુ અવ્યય-૧૮

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥

હું તપું છું હું વર્ષું છુ, હુ ગ્રહુ છુ હું છોડુ છુ,
હું અમૃત અને મૃત્યુ, સત અસત્ પાર્થ હું છુ-૧૯

त्रैविद्या मां सोमपाः पूतपापा ।
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ॥

ते पुण्यमासाद्य सुरेन्द्रलोक-
मश्नन्ति दिव्यान् दिवि देवभोगान् ॥.

ત્રિવેદજ્ઞ પી સોમ થઇને અપાપી,
મને પૂજી સ્વર્ગ લે સદ્ય માગી;
પછી પામતા પુણ્ય સુરેંદ્ર લોકે,
ત્યા ભોગવે દેવના દિવ્ય ભોગે-૨૦

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालम् ।
क्षीणं पुण्ये मर्त्यलोकं विशन्ति ॥
एवं त्रयीधर्ममनुप्रपन्ना ।
गतागतं कामकामा लभन्ते ॥

વમી ભોગવી સ્વર્ગ લોકે વિશાળે,
થતા પુણ્ય ઓછું ધરાએ પધારે:
રીતે એ ત્રયી ધર્મનાં પાળનારાં,
કુલેચ્છા જતાં આવતાં પામનારાં-૨૧

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

ઉપાસે છે મને જેઓ, અનન્યચિંતુ જે જનો,
તેમાં યે નિત્ય યોગીનો, યોગ ક્ષેમ ઉપાડતો–૨૨

येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयाऽन्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥

અન્ય જે દેવભક્તો યે, શ્રદ્ધાથી દેવને ભજે,
તેઓ પણ ખરે પાર્થ, પૂજે અનિયમે મને–૨૩

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।
न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते ॥

સર્વ યે યજ્ઞનો હું છું, ભોક્તા ને સ્વામી યે વળી,
મને તત્વે ન જાણે તે, તેથી પાછા પડે ઢળી–૨૪

यान्ति देवव्रता देवान् पितॄन् यान्ति पितृव्रताः।
भूतानि यान्ति भूतेज्या यान्ति
मद्याजिनोऽपि माम् ॥

પામે દેવ પૂજક દેવો, પિતૃભક્ત પિતૃ ગ્રહે,
ભૂતભક્તો ભૂતો પામે, મારા ભક્ત મળે મને–૨૫

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥

ફુલ પાન ફળો પાણી, આપે ભક્તિ વડે મને,
અર્પેલાં ભક્તિથી જે તે, ખાવાં શ્રધ્ધાળુનાં ગમે–૨૬

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥

જે જે આપે કરે જે તું, જે હોમે ને જે આપતો,
જે જે તપ કરે પાર્થ, અર્પે સર્વ મને જ તો–૨૭

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ॥
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥

શુભાશુભ ફળો કેરાં, કર્મ બંધન છોડશે,
સંન્યાસી યોગ વાળો જે, મુક્ત તે પામશે મને–૨૮

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजन्ति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम्

સમ હું સર્વ ભૂતોમાં, મારો દ્વેષી ન, પ્રિય કો,
ભક્તિ વડે ભજે જેઓ, હું માં તે, તે મહીં હું તો–૨૯

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक्
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥

પણ ભજે દુરાચારી, અનન્ય ભાવથી મને,
સાધુ તે માનવા જોગ, યોગ્યા સહ વ્યવસાયને–૩૦

क्षिप्रं भवति धर्मात्मा शश्वच्छान्तिं निगच्छति।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति ॥

તુર્ત તે થાય ધર્માત્મા, શાન્તિ પામે નિરંતરે,
કૌંતેય કોલ લે મારો, ભક્તનાશથાય ન એ–૩૧

मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः
स्त्रियो वैश्यास्तथा शूद्रास्तेऽपि
यान्ति परां गतिम् ॥

મુજ શર્ણે આવતો પાર્થ! હોય તે પાપી જો કદી,
સ્રી વૈશ્ય તેમ શુદ્રો યે, પામે છે પરમ ગતી–૩૨

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥

તો ભક્તો પવિત્ર વિપ્રો, રાજર્ષિ કેમ ના વદ,
અનિત્ય અસુખી લોકે, જન્મીને તું મને ભજ—૩૩

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥

તુંમનાળો ભક્ત મારો, મને ભજે નમે મને,
મુશર્ણું ચિત્ત ચોડી રે', તો પામીશ જ તું મને—૩૪

અધ્યાય નવમો સમાપ્ત.



# अध्याय दशमो.

## વિભૂતિયોગ.

॥ श्री भगवान उवाच ॥

भूय एव महाबाहो श्रृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामि हितकाम्यया ॥

ફરી એમ મહાબાહુ ! પરમ્ વચન સુણ તું,
પ્રીતિ પાત્ર તું છે માટે, હિતેચ્છાથી હું તે કહું–૧

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः ॥

મારો પ્રભાવ જાણે ના, દેવો તેમ મહર્ષિઓ,
હું જ છું આદી દેવોનો, ને એ રીતે મહર્ષિનો–૨

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।
असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥

અજ અનાદિ જે જાણે, મને લોક મહેશ્વર,
મૃત્યુ લોકે અમોહેલા, થાય પાપ વિમુક્ત જ—૩

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवोऽभावो भयं चाभयमेव च ॥

બુદ્ધિ ને જ્ઞાન નિર્મોહ, સત્ય દમ શમ ક્ષમા,
સુખ દુઃખ જન્મ મૃત્યુ, ભયાભય વળી જ આ—૪

अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवन्ति भावा भूतानां मत्त एव पृथग्विधाः ॥

અહિંસા સમતા દાન, સંતોષ તપ ને વળી,
કીર્તિ અકીર્તિ સૌ ભાવો, થાએ વિવિધ હું થકી—૫

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावा मानसा जाता येषां लोक इमाः प्रजाः ॥

પૂર્વે સાત મહાઋષિ, તેમજ મનુ ચાર એ,
મારા ભાવે થયાં સર્વે, પ્રજા આ લોક તેની છે–૬

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकम्पेन योगेन युज्यते नात्र संशयः ॥

આ વિભૂતિ અને યોગ, જાણે જે મુજ તત્વથી,
નિશ્ચળ યોગથી સાધે, તેમાં તો સંશય નથી–૭

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इति मत्वा भजन्ते मां बुधा भावसमन्विताः ॥

ઉત્પન્ન કર્તા હું સૌનો, પ્રવર્તે હું થકી બધું,
એમ માની ભજે હુંને, વિદ્વાનો ભાવિકો સહુ–૮

मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥

મન પ્રાણ હું માં રાખી, અન્યોન્ય સમજાવતા,
અને ગાતા મને નિત્ય, રમતા ને સંતોષતા-૯

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयान्ति ते ॥

તેમાં જે સર્વદા યુક્ત, સેવે શ્રદ્ધાવડે મને,
તેને આપુ બુદ્ધિ યોગ, મને પામે જ તે વડે-૧૦

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थो ज्ञानदीपेन भास्वता ॥

તેમને તારવા માટે, અજ્ઞાન અંધકાર શુ,
હૃદયે જે રહેલું તે, ટાળું જ્ઞાન દીપેથી હું-૧૧

॥ अर्जुन उवाच ॥

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥

પરં ધામ પરંબ્રહ્મ, આપ પરમ શુદ્ધ છો,
આદિ દેવ વિભુ નિત્ય, પુરુષ અજ દિવ્ય છો-૧૨

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥

કહ્યાં છે આ મને સર્વ, ઋષિ દેવર્ષિ નારદે,
દેવળ વ્યાસ અસિતે, ને કહ્યો મુજને તમે-૧૩

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥

માનું સાચું સર્વ આને, જે કેશવ મને કહો,
હે પ્રભુ આપની વ્યક્તિ, જાણે ના દેવ દાનવો-૧૪

**स्वयमेवात्मनाऽऽत्मानं वेत्थ त्वं पुरुषोत्तम।**
**भूतभावन भूतेश देवदेव जगत्पते ॥**

પોતે પોતા વડે જાણો, આપને હે વિશ્વપતિ,
ભૂત ભાવિક ભૂતેશ, દેવ દેવ જગત્પતિ–૧૫

**वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः।**
**याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि**

કહેવા યોગ્ય વિભૂતિ, આપની દિવ્ય સૌ કહો,
જે વિભૂતિ વડે લોકે, વ્યાપી રહેલા આપ છો–૧૬

**कथं विद्यामहं योगिस्त्वां सदा परिचिन्तयन्**
**केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥**

જાણુ હું શી રીતે યોગી, આપ ચિંતવનો સદા,
અને કિયા કિયા ભાવે, ચિંતવું પ્રભુ આપમાં–૧૭

**विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।**
**भूयः कथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥**

આપનો યોગ્ય વિસ્તારે, જે વિભૂતિ જનાર્દન,
કહો મને કથામૃત, સુણતાં અતૃપ્ત મન-૧૮

॥ श्री भगवान उवाच ॥

**हन्त ते कथयिष्यामि दिव्या ह्यात्मविभूतयः ।**
**प्राधान्यतः कुरुश्रेष्ठ नास्त्यन्तो विस्तरस्य मे ॥**

હા કહીશ તુને દિવ્ય, મારી વિભૂતિ હું બધી;
મુખ્યત્વે કરીને પાર્થ, વિસ્તારે અંત જ નથી-૧૯

**अहमात्मा गुडाकेश सर्वभुताशयस्थितः ।**
**अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥**

હું છું આત્મા ગુડાકેશ, સૌ ભૂતોને હૃદયે રહ્યો,
હું છું આદિ અને મધ્ય, ને છું અંત હું ભૂતનો-૨૦

आदित्यानामहं विष्णुर्ज्योतिषां रविरंशुमान्।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥

આદિત્યોમાં વિષ્ણુ હું છું, જ્યોતિમાં ભાસ્કર રવિ,
વાયુઓમાં મરીચિ હું, નક્ષત્રોમા હું છું શશી-૨૧

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः।
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥

સામવેદ હું વેદોમાં, દેવો મહીં હું વાસવ,
ને હું મન ઇંદ્રિયોમાં, ભૂતોમાં હું જ ચેતન-૨૨

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनां पावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥

અને રૂદ્રો મહીં શંભુ, કુબેર યક્ષ રાક્ષસે,
ને અગ્નિ હું વસુઓમાં, હું મેરુ સહુ પર્વતે-૨૩

पुरोधसां च मुख्यं मां विद्धि पार्थ बृहस्पतिम् ।
सेनानीनामहं स्कन्दः सरसामस्मि सागरः ॥

પુરોહિત મને મૂખ્ય, જાણ પાર્થ બ્રહસ્પતિ,
હુ સેનાપતિમાં સ્કંદ, સાગર સરમા વળી–૨૪

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम ।
यज्ञानां जपयज्ञोऽस्मि स्थावराणां हिमालयः ॥

હું ભૃગુ મહર્ષિઓમાં, ઓમ અક્ષર વાણીએ,
જાપયજ્ઞ યજ્ઞોમાં છુ. હિમાલય હુ સ્થાવરે–૨૫

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गन्धर्वाणां चित्ररथः सिद्धानां कपिलो मुनिः ॥

પીપળો સર્વ વૃક્ષોમાં, દેવર્ષિમાં હુ નારદ.
ચિત્રરથ ગંધર્વે હું, સિધ્ધે કપિલ મુનિ હું–૨૬

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥

ઉચ્ચૈશ્રવા હું અશ્વોમાં, જાણ હું અમૃતોદ્ભવ,
ઐરાવત ગજેંદ્રોમાં, નરોમાંહી નરાધિપ–૨૭

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।
प्रजनश्चास्मि कन्दर्पः सर्पाणामस्मि वासुकिः ॥

આયુધોમાં હું છું વજ્ર, ગાયોમાં કામધેનું હું,
છું કામ ગર્ભ ધારણ, સર્પોમાં વાસુકીજ હું–૨૮

अनन्तश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥

ને હું શેષ છું નાગોમાં, જળચરે વરુણ હું,
ને અર્યમાં પિતૃઓમાં, યમ સંયમીમાં હું છું–૨૯

प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥

હું છું પ્રહ્લાદ દૈત્યોમા, કાળ હું ગણનારમાં,
ને મૃગેન્દ્ર મૃગો માંહી, ગરુડ હું છું પક્ષીમા–૩૦

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जान्हवी ॥

વાયુ છું શુદ્ધિકર્તામાં, રામ હું શસ્ત્રધારીમાં,
મગર હું મચ્છીઓમા, ગગા હું છું પ્રવાહમાં–૩૧

सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन ।
अध्यात्मविद्या विद्यानां वादः प्रवदतामहम् ॥

આદિ અંત પદાર્થોનો, મધ્ય હું જ અર્જુન છું,
વિદ્યા અધ્યાત્મવિદ્યામાં, ને વક્તાઓની વાણી હું–૩૨

अक्षराणामकारोऽस्मि द्वन्द्वः सामासिकस्य च
अहमेवाक्षयः कालो धाताहं विश्वतोमुखः ॥

અકાર હું અક્ષરોમાં, સમાસોમાં હું દ્વંદ્વ છું,
અક્ષય કાળ હું છું ને, ધાતા ને વિશ્વમુખ હું-૩૩

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिः श्रीर्वाक्च नारीणां स्मृतिर्मेधा धृतिःक्षमा

સર્વ હર્તા મૃત્યુ હું છું, ને છું હું ભાવી ઉત્પતિ,
વાણી શ્રી કીર્તિ નારીમાં, સ્મૃતિ મેધા ક્ષમા ધૃતિ-૩૪

बृहत्साम तथा साम्नां गायत्री छन्दसामहम् ।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥

હું બૃહત્સામ સામોમાં, ગાયત્રી છંદની મહીં,
હું માગશર માસોમાં, વસંત ઋતુઓ મહીં-૩૫

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मि व्यवसायोऽस्मि सत्त्वं सत्त्ववतामहम् ॥

જુગાર છળનારામાં, તેજવાનનું તેજ હું,
જય ને વ્યવસાયે હું, સત્વવાળાનું સત્વ હું—૩૬

वृष्णीनां वासुदेवोऽस्मि पाण्डवानां धनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥

યાદવોમાં વાસુદેવ, પાંડવોમાંહી પાર્થ હું,
મુનિયોમાં હું છું વ્યાસ, ને કવિમાંહી શુક્ર હું—૩૭

दण्डो दमयतामस्मि नीतिरस्मि जिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥

દંડ દેનારમાં દંડ, જયકર્તાની નીતિ છું,
ને હું છું મૌન ગુહ્યોમાં, ને જ્ઞાનીનું હું જ્ઞાન છું—૩૮

यच्चापि सर्वभुतानां बीजं तदहमर्जुन ।
न तदस्ति विना यत्स्यान्मया भूतं चराचरम्

ને વળી સર્વ ભૂતોનું, બીજ જે પાર્થ તે હું છું,
હોય કો ન વિના મારા, ભૂત ચર અચર સૌ-૩૯

नान्तोऽस्ति मम दिव्यानां विभुतीनां परंतप ।
एष तूद्देशतः प्रोक्तो विभुतेर्विस्तरो मया ॥

મારી દિવ્ય વિભૂતિનો, હે પાર્થ અંત જ નથી,
વિસ્તાર મેં કહ્યો આ તો, વિભૂતિનો ઉદ્દેશથી-૪૦

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंऽशसंभवम् ॥

જે સત્વ વિભૂતિવાળું, શ્રદ્ધાળુ ને પરાક્રમી,
જાણજે તે થયેલું સૌ, માહરા તેજ અંશથી-૪૧

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ॥

અથવા એ ઘણું જાણ્યે, કામ અર્જુન શું તને!
રહ્યો આધાર ભૂતે હું, એક અંશે બધે જગે-૪૨

અધ્યાય દસમો સમાપ્ત.



# अध्याय अगीयारमो.

## વિશ્વરૂપદર્શનયોગ.

॥ अर्जुन उवाच ॥

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥

મારા અનુગ્રહાર્થે જે, ગુહ્ય અધ્યાત્મ નામની,
શ્રેષ્ઠ આપે કહી વાણી, મારો મોહ ગયો ટળી—૧

भवाप्ययौ हि भूतानां श्रुतौ विस्तरशो मया ।
त्वत्तः कमलपत्राक्ष माहात्म्यमपि चाव्ययम् ॥

જન્મ ને મર્ણ ભૂતોના, વિસ્તારે સાંભળ્યાજ મે.
તુથી હે પદ્મપત્રાક્ષ. છે અવ્યવ મહાત્મ તે—૨

एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।
द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥

એ પ્રમાણે તમો જેવા, પોતે છો પરમેશ્વર,
હું જોવા ઇચ્છું તે રૂપ, ઇશ્વરી પુરુષોત્તમ–૩

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ॥
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥

માનો એવું હુંથી જો તે, દેખી શકાય તો પ્રભો,
હે યોગેન્દ્ર મને આપ, રૂપ અવ્યય દાખવો–૪

॥ श्री भगवान् उवाच ॥

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानि दिव्यानि नानावर्णाकृतीनि च ॥

જો મારાં પાર્થ રૂપો તું, સેંકડો હજારો હવે,
નાના પ્રકારનાં દિવ્ય, અનેક ઘાટ વર્ણના–૫

पश्यादित्यान्वसून् रुद्रानश्विनौ मरुतस्तथा ।
बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥

જો આદિત્યો વસુ રુદ્રો, અશ્વિનો મરુતો તથા,
જો પૂર્વે તેં ન જોયેલાં, આશ્ચર્યો પાર્થ ! આ બધાં-૬

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥

જગ એક સ્થળે સૌ ત્યાં, સચરાચર આજ તો,
મારે દેહે ગુડાકેશ, જોજે બીજું જે ભાવતો-૭

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यं ददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम् ॥

દ્રષ્ટિ આ તારી એ હુંને, શકે ના કદી નીરખી,
દિવ્ય આપું તને ચક્ષુ, જો મારો યોગ ઈશ્વરી-૮

॥ संजय उवाच ॥

एवमुक्त्वा ततो राजन्महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥

પછી એમ કહી રાજા, મહા યોગેન્દ્ર ઇશ્વરે,
દેખાડ્યું પાર્થને દૈવી, ઇશ્વરી રૂપ ત્યાંજ તે-૯

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥

અનેક મૂખ ને નેત્રો, રૂપાળું બહુ અદ્દભુત,
બહુ આભૂષણે દિવ્ય, ઉગામ્યાં દિવ્ય આયુધ-૧૦

दिव्यमाल्याम्बरधरं दिव्यगन्धानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥

દિવ્ય માળા ધર્યાં વસ્ત્રો, અર્ચ્યાં દિવ્ય સુગંધથી,
સૌ આશ્ચર્યે ભર્યા દેવ, અનંત વિશ્વતોમૂખી-૧૧

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः

સહસ્ર સૂર્ય આકાશે, જો ઉગે સામટા મળી,
અને પ્રભા પ્રકાશે જે, તેવી તેહ મહાત્મની–૧૨

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥

ત્યાં સૌ જગ સ્થળે એક, વ્હેંચાયેલું જુદું જુદું,
દેવના દેવની દેહે, ત્યારે ત્યાં પાંડવે દીઠું–૧૩

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।
प्रणम्य शिरसा देवं कृताञ्जलिरभाषत ॥

પછી વિસ્મય પામીને, હર્ષરોમાંચ અર્જુન;
દેવને શિરસા વન્દી, હાથ જોડી વદે વચ–૧૪

॥ अर्जुन उवाच ॥

पश्यामि देवांस्तव देव देहे ।
सर्वांस्तथाभूतविशेषसङ्घान् ॥
ब्रह्माणमीशं कमलासनस्थ-
मृषींश्च सर्वानुरगांश्च दिव्यान् ॥

સૌ દેવ દેખું પ્રભુ ! આપ દેહે,
જુદાં જુદાં પ્રાણી તણાં જુથો શા;
રાજન્ત પદ્માસન ઇશબ્રહ્મા,
દિવ્ય સર્પો ઋષિયો બધા હા !–૧૫

अनेकबाहूदरवक्त्रनेत्रं ।
पश्यामि त्वां सर्वतोऽनन्तरूपम् ॥

नान्तं न मध्यं न पुनस्तवादिं।
पश्यामि विश्वेश्वर विश्वरूपम् ॥

અનેક હાથો મુખ પેટ આંખો,
સર્વત્ર જોઉં તમ રૂપ લાખો,
ન આદિ કે મધ્ય ન અંત રૂપે,
નિહાળું વિશ્વેશ્વર! વિશ્વ રૂપે,-૧૬

किरीटिनं गदिनं चक्रिणं च।
तेजोराशिं सर्वतो दीप्तिमन्तम् ॥
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ता-
द्दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥

ગદા અને ચક્ર કિરીટવાળા,
ચોમેરથી તેજ પ્રકાશવાળા.

ભાળું બધે આપજ દુર્નિરીક્ષ્ય,
તપેલ સૂર્યાગ્નિશુ દિવ્ય તેજ–૧૭

त्वमक्षरं परमं वेदितव्यं ।
त्वमस्य विश्वस्य परं निधानम् ॥
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता ।
सनातनस्त्वं पुरुषो मतो मे ॥

તમે પરમ્ અક્ષર જ્ઞાનવાન,
આ વિશ્વના આપ વડા નિધાન,
ને અવ્યયે શાશ્વત ધર્મપાળ,
પુરુષ હું માનું પ્રભુ! સનાતન–૧૮

अनादिमध्यान्तमनन्तवीर्य-
मनन्तबाहुं शशिसूर्यनेत्रम् ॥

पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं ।
स्वतेजसा विश्वमिदं तपन्तम् ॥

ન આદિ મધ્યાંત અનંતવીર્ય,
અનન્ત બાહુ શશી સૂર્ય નેત્ર,
નિહાળું હું હોળીશી આગ મોઢે,
ને તેજથી વિશ્વ બધું પ્રકાશે-૧૯

द्यावापृथिव्योरिदमन्तरं हि ।
व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ॥
दृष्ट्वाद्भुतं रूपमिदं तवोग्रं ।
लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥

આ વિશ્વને અંતર વ્યોમકેરાં,
ને સૌ દિશા આપથકી જ વ્યાપ્યાં;

આ દેખીને અદ્દભુત દિવ્ય રૂપ,
ત્રિલોક સૌ પામી રહ્યાં જ દુ:ખ–૨૦

अमी हि त्वां सुरसङ्घा विशन्ति ।
केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति ॥
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसङ्घाः ।
स्तुवन्ति त्वां स्तुतिभिःपुष्कलाभिः ॥

આ આપમાં પેસતા દેવસંઘ,
વંદે ભીતીથી હૃય જોડી હાથ,
સ્વસ્તિ વદી સિદ્ધ મહર્ષિ સંઘ,
વંદે સ્તુતિથી સહુ આપને જ–૨૧

रुद्रादित्या वसवो ये च साध्या ।
विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ॥

गन्धर्वयक्षासुरसिद्धसङ्घा ।
वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥

સૂર્યો વસુઓ વળી સાધ્ય રુદ્રો,
પિત્રિ, મરુતો વળી વિશ્વદેવો,
ગંધર્વ યક્ષો અસુરોજ, સિધ્ધો;
તે ન્યાળતા વિસ્મયે આપને સૌ–૨૨

रूपं महत्ते बहुवक्त्रनेत्रं ।
महाबाहो बहुबाहूरुपादम् ॥
बहूदरं बहुदंष्ट्राकरालं ।
दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाऽहम् ॥

સ્વરૂપ મોટું કર મૂખ નેત્ર,
ઉરુ અતિ પાદ કરાલ પેટ,

અહો મહાબાહુ ! બહુ બહુ સૌ,
દેખી દુભે લોક અને વળી હું-૨૩

नभःस्पृशं दीप्तमनेकवर्णम् ।
व्यात्ताननं दीप्तविशालनेत्रम् ॥
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा ।
धृतिं न विन्दामि शमं च विष्णो ॥

નભ સ્પર્શી દિવ્ય અનેક વર્ણો,
ખુલ્લાં મુખો દિપ્ત વિશાળ નેત્રો,
નિહાળી એ દૂભત અંતરાત્મ,
ન ધૈર્ય વા શાન્તિ રહે જ, કૃષ્ણ !–૨૪

दंष्ट्राकरालानि च ते मुखानि ।
दृष्ट्वैव कालानलसन्निभानि ॥

दिशो न जाने न लभे च शर्म ।
प्रसीद देवेश जगन्निवास ॥

નિહાળીને ભીષણ દાઢવાળાં,
કાલાગ્નિ જેવાં મુખડાં તમારા,
જાણું દિશા ના ન લહું હુલાસ,
પ્રસન્ન દેવેશ! જગન્નિવાસ–૨૫

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः ।
सर्वे सहैवावनिपालसङ्घैः ॥
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ ।
सहास्मदीयैरपि योधमुख्यैः ॥

આ કૌરવો સૌ–ધૃતરાષ્ટ્ર પુત્રો,
સાથે પડ્યા સૌ નૃપ યોધવીરો,

આ ભીષ્મને દ્રોણ સુવીર કર્ણ,
યોદ્ધા અમારા પણ સાથ અત્ર–૨૬

वक्त्राणि ते त्वरमाणा विशन्ति ।
दंष्ट्राकरालानि भयानकानि ॥
केचिद्विलग्ना दशनान्तरेषु ।
संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥

મૂખે કરાલો પ્રભુ ! હે તમારે,
પ્રવેશતા ભીષણ દંતવાળે,
જણાય કો દાઢની મધ્યમાંહી,
ચોટી જતા ચૂર્ણ થતાં શિરાદિ–૨૭

यथा नदीनां बहवोऽम्बुवेगाः ।
समुद्रमेवाभिमुखा द्रवन्ति ॥

तथा तवामी नरलोकवीरा ।
विशन्ति वक्त्राण्यभिविज्वलन्ति ॥

જેવાં નદીનાં બહુ પાણી વેગે,
દોડી જતાં ને મળતાં સમુદ્રે,
જ્વલન્ત આ મૂખ વિષે જ તેવા,
આ વીર પેસે નરલોક કેરા–૨૮

यथा प्रदीप्तं ज्वलनं पतङ्गा ।
विशन्ति नाशाय समृद्धवेगाः ॥
तथैव नाशाय विशन्ति लोका-
स्तवापि वक्त्राणि समृद्धवेगाः ॥

પ્રદીપ્ત દીપે પડવા પતંગો,
ભમે કરીને બહુ વેગ રંગો,

પેસે જનો યે ત્યમ નાશ માટે,
વિશાળ વેગે તવ મુખમાં તે-૨૯

लेलिह्यसे ग्रसमानः समन्ता-
लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ॥
तेजोभिरापूर्य जगत्समग्रं ।
भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ॥

જ્વલન્ત મુખે સહુ બાજુ ચાટો,
શ્વાસો ભરી લોક તણા જ મૂકો,
ભર્યું બધુ તેજથી વિશ્વ વિષ્ણુ,
સંતાપતુ જે અતિ ઉગ્ર એવું-૩૦

आख्याहि मे को भवानुग्ररूपो ।
नमोऽस्तु ते देववर प्रसीद ॥

विज्ञातुमिच्छामि भवन्तमाद्यं ।
न हि प्रजानामि तव प्रवृत्तिम् ॥

કહો મને કો તમ ઉગ્ર રૂપ,
પ્રસન્ન હો દેવવર ! પ્રણામ,
હું જાણવા આપનું આદ્ય ઇચ્છું,
તવ પ્રવૃતિ હું જરા ન જાણું-૩૧

॥ श्री भगवान् उवाच ॥

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो ।
लोकान्समाहर्तुमिह प्रवृत्तः ॥
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे ।
येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ॥

છું કાળ મોટો જન નાશકાર,
સંહારવા લોક વિષે પ્રવૃત્ત,

જીવે નહિ તુ વિણ અન્ય કોઇ,
યોદ્ધા ઉભા સૌ રણમાંહી આંહી-૩૨

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व ।
जित्वा शत्रून् भुंक्ष्व राज्यं समृद्धम् ॥
मयैवैते निहताः पूर्वमेव ।
निमित्तमात्रं भव सव्यसाचिन् ॥

તો ઉઠ તું કીર્તિ અપાર પામ,
જીતી રિપુ ભોગવ રાજ્ય ધામ,
મૂઆ પુરા મેં સહુને ય મારી,
નિમિત્ત થા માત્ર તું સવ્યસાચી-૩૩

द्रोणं च भीष्मं च जयद्रथं च ।
कर्णं तथाऽन्यानपि योधवीरान् ॥

मया हतांस्त्वं जहि मा व्यथिष्ठाः ।
युध्यस्व जेतासि रणे सपत्नान् ॥

આ દ્રોણને ભિષ્મ જયદ્રથે આ,
આ કર્ણને અન્ય સુયોધવીરા,
હણેલ મેં, તુ હણ, શોચતો માં.
કર યુદ્ધ તુ જીતીશ શત્રુને આ–૩૪

॥ श्री संजय उवाच ॥

एतच्छ्रुत्वा वचनं केशवस्य ।
कृताञ्जलिर्वेपमानः किरीटी ॥
नमस्कृत्वा भूय एवाह कृष्णं ।
संगद्गदं भीतभीतः प्रणम्य ॥

એવા સુણી કેશવના જ શબ્દ,
ધ્રુજે કિરીટી દૃય જોડી હાથ,

વંદે નમીને ફરી કૃષ્ણને આ,
પ્રણામતાં ગદ્‌ગદ્ કંઠે બીતાં-૩૫

॥ श्री अर्जुन उवाच ॥

स्थाने हृषीकेश तव प्रकीर्त्या।
जगत्प्रहृष्यत्यनुरज्यते च॥
रक्षांसि भीतानि दिशो द्रवन्ति।
सर्वे नमस्यन्ति च सिद्धसङ्घाः॥

અરે! બધું આપની કીર્તિથી જ,
હર્ષે હૃષીકેશ! જગત્ મુદિત,
ચોદિશ બી રાક્ષસ સર્વ નાસે,
અને નમે છે સહુ સિદ્ધ સંઘે-૩૬

कस्माच्च ते न नमेरन्महात्मन्।
गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे॥

अनन्त देवेश जगन्निवास।
त्वमक्षरं सदसत्तत्परं यत्॥

કો ના નમે તે તમને મહાત્મા!
વડીલ છો આપ જ બ્રહ્મ કર્તા;
અનંત દેવેશ! જગન્નિવાસ,
તમે જ છો અક્ષર, સદ્ અસદ્પર–૩૭

त्वमादिदेवः पुरुषः पुराण-
स्त्वमस्य विश्वस्य परं निधानम्॥
वेत्ताऽसि वेद्यं च परं च धाम।
त्वया ततं विश्वमनन्तरूप॥

પુરાણ છો પુરુષ આદિ દેવ,
આ વિશ્વના છો જ પરમ્ નિધાન;

છો જ્ઞેય જ્ઞાતા વળી દિવ્ય ધામ,
વ્યાપેલ વિશ્વે જ અનંત ૩૫-૩૮

वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः ।
प्रजापतिस्त्वं प्रपितामहश्च ॥
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः ।
पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥

યમ અગ્નિ વાયુ શશીને વરુણ,
પ્રજાપતિ ને પ્રપિતામહેશ;
નમે, નમું નાથ! હજારવાર,
ફરી ફરી નમું નમું તમોને-૩૯

नमः पुरस्तादथ पृष्ठतस्ते ।
नमोऽस्तु ते सर्वत एव सर्व ॥

अनन्तवीर्यामितविक्रमस्त्वं ।
सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥

નમુ હું આગે, પ્રણમું હું પૂંઠે,
ચોમેરથી યે નમું એહ રીતે;
પરાક્રમી ને બળવાન ભારે,
વ્યાપ્યા બધું વંદન વાર વારે–૪૦

सखेति मत्वा प्रसभं यदुक्तं ।
हे कृष्ण हे यादव हे सखेति ॥
अजानता महिमानं तवेदं ।
मया प्रमादात् प्रणयेन वापि ॥

સખા ગણીને હું વદ્યો પ્રમાદે,
હે કૃષ્ણ! હે યાદવ! હે સખા એ;

જાણ્યો ન આ મેં મહિમા તમારો,
ક્ષમા કરો એ સહુ દોષ મારો-૪૧

यच्चावहासार्थमसत्कृतोऽसि ।
विहारशय्यासनभोजनेषु ॥
एकोऽथ वाप्यच्युत तत्समक्षं ।
तत्क्षामये त्वामहमप्रमेयम् ॥

મેં મશ્કરીમાં અપમાન કીધાં,
ખાતાં, સુતાં, ઉઠી વિરામતાં આ,
સમક્ષ હે અચ્યુત કે પરોક્ષ,
ક્ષમા કરો તે સહુ હે ઉદાર !-૪૨

पिताऽसि लोकस्य चराचरस्य ।
त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ॥
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो ।
लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥

ચરાચરોના જનના પિતા છો,
સુપૂજ્ય છો આપ મહા ગુરૂ છો,
સમાન કો ના, શું અધિક કોઇ?
લોકત્રયે, અપ્રતિમ પ્રભાવી !–૪૩

तस्मात्प्रणम्य प्रणिधाय कायं ।
प्रसादये त्वामहमीशमीड्यम् ॥

पितेव पुत्रस्य सखेव सख्युः ।
प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥

માટે પ્રણામું વિભુ ! કાય ઢાળી,
રીઝો પ્રભુ સાંભળી સ્તુતિ મારી,
પિતા સુતોને જ, સખા સખાને,
પ્રિય પ્રિયા તેમ, નિભાવી લ્યોને–૪૪

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा ।
भयेन च प्रव्यथितं मनो मे ॥
तदेव मे दर्शय देव रूपं ।
प्रसीद देवेश जगन्निवास ॥

પૂર્વે ન દીઠું હરખું હું જોઇ,
ભયે રહ્યું આ મનડું દુભાઇ,

હવે બતાવો પ્રભુ! પૂર્વ રૂપ,
રીઝો તમે દેવ જગન્નિવાસ-૪૫

किरीटिनं गदिनं चक्रहस्त-
मिच्छामि त्वां द्रष्टुमहं तथैव ॥
तेनैव रूपेण चतुर्भुजेन ।
सहस्रबाहो भव विश्वमूर्ते ॥

હાથે ગદા ચક્ર શિરે કિરીટ,
ધારેલ જોવા ઇચ્છતો તથૈવ,
ફરી ધરો ચાર ભુજાળું રૂપ,
સહસ્ર બાહુ પ્રભુ, વિશ્વરૂપ-૪૬

॥ श्री भगवान् उवाच ॥

मया प्रसन्नेन तवार्जुनेदं ।
रूपं परं दर्शितमात्मयोगात् ॥
तेजोमयं विश्वमनन्तमाद्यं ।
यन्मे त्वदन्येन न दृष्टपूर्वम्॥

તને જ મેં પાર્થ ! મમ કૃપાએ,
દાખવ્યું પરમ્ રૂપ જ આત્મયોગે,
તેજે ભર્યું, અંત ન આદિ વિશ્વે,
પૂર્વે ન તારા વિણુ દીઠું કોયે-૪૭

न वेदयज्ञाध्ययनैर्न दानै-
र्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ॥
एवंरूपः शक्य अहं नृलोके ।
द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥

ન વેદ યજ્ઞે ભણતાં ન દાને,
ક્રિયાથી કે ઉગ્ર તપે ય ના એ,
મનુષ્ય લોકે રૂપ એહ મારૂં,
જોયે ન અર્જુન તું વિણ ભાળ્યું–૪૮

मा ते व्यथा मा च विमूढभावो ।
दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ॥

व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वं ।
तदेव मे रूपमिदं प्रपश्य ॥

માં હો વ્યથા ને ન વિમૂઢભાવ !
નિહાળી આ માહરૂં ઘોર રૂપ,
પ્રસન્ન ચિત્તે ભય ટાળી સર્વ,
નિહાળ આ માહરૂં પૂર્વ રૂપ-૪૯

॥ संजय उवाच ॥

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा ।
स्वकं रूपं दर्शयामास भूयः ॥
आश्वासयामास च भीतमेनं ।
भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥

એવું કહી પાર્થસુ વાસુદેવે,
ફરી બતાવ્યું નિજ પૂર્વ રૂપ.
આશ્વાસતા એ ભયથી બીધાને,
ધર્યું ફરી સૌમ્યવપુ પ્રભુએ–૫૦

॥ अर्जुन उवाच ॥

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥

જોઈ આ માનુષી સૌમ્ય, રૂપ આપ જનાર્દન,
થયો સચેત હું આપી, સ્વસ્થ મ્હારૂં થયું મન–૫૧

॥ श्री भगवान् उवाच ॥

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकाङ्क्षिणः ॥

મુશ્કેલ રૂપ દેખાવું, આજે જે જોયું તેં જ આ,
દેવો યે રૂપ જોવાને, ઇચ્છા સદૈવ રાખતા–૫૨

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा ॥

ન તપે હું ન વેદે હું, ન દાને તેમ યજ્ઞથી,
તેં જે જોયો મને તેવો, દેખાઉ કોથી હું નહિં–૫૩

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥

તારી અનન્ય ભક્તિથી, શક્ય છું હું જ અર્જુન,
ને જોવા જાણવા તત્ત્વે, પામવા યે પરંતપ–૫૪

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥

હું નિમિત કર્મ કર્તા, મુજ ભક્ત અસંગ જે,
અવેરી સર્વ ભૂતોમાં, પામે તે પાર્થ હે! મને–૫૫

અધ્યાય અગ્યારમો સમાપ્ત.



# अध्याय बारमो.

## ભક્તિયોગ.

॥ अर्जुन उवाच ॥

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः ॥

એ પ્રકારે સદા યુક્ત, ઉપાસે ભક્ત આપને,
ને જે અક્ષર અવ્યક્ત, તે એમાં કાણુ શ્રેષ્ઠ છે?–૧

॥ श्री भगवान् उवाच ॥

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥

હું માં મન પરોવીને, ઉપાસે નિત્ય નિત્ય જે,
પરમ્ શ્રદ્ધા વડે તેઓ, માન્યા ઉત્તમ યોગી મેં–૨

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥

જે અક્ષર નિરાકારી, ઉપાસન્ત અવર્ણ્ય, 
સર્વગામી અનિર્દેશ્ય, કૂટસ્થ અચળ સ્થિર–૩

संनियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥

રોકીને સર્વ ઇંદ્રિયો, સર્વત્ર સમ બુદ્ધિથી,
પામે છે જ મને તેઓ, રંગાઇ ભૂત હિતથી-૪

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥

અધિક ક્લેશ છે તેને, ચિત્તાસક્ત અવ્યક્ત જે,
અવ્યક્તની ગતિ દુઃખે, દેહથી જ પમાય છે-૫

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥

જેઓ તો સૌ મને અર્પી, કર્મો હું માં પરાયણો,
અનન્ય એક યોગેથી, ધરિ મારી ઉપાસના-૬

तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥

તેમનો તારનારો હું, મૃત્યુ સંસાર સાગરે,
થાઉ છું ઝટ હે પાર્થ, મારામાં ચિત્ત પ્રેરવે–૭

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय ।
निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः ॥

મારામાં મન રાખીને, પ્રેર મારા વિષે મતિ,
મને પામીશ એથી યે, શંકા એહ વિષે નથી–૮

अथ चित्तं समाधातुं न शक्नोषि मयि स्थिरम् ।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥

ન કરાવી શકે તું જો, મારામાં સ્થિર ચિત્તને,
તો તું અભ્યાસ યોગેથી, પામવા ઇચ્છજે મને–૯

**अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।**
**मदर्थमपि कर्माणि कुर्वन् सिद्धिमवाप्स्यसि ॥**

અભ્યાસે ય ન ફાવે જો, તો હું માં કર્મનિષ્ટ થા,
હું નિમિત્તે કરી કર્મો, સિદ્ધિને પામજે યથા—૧૦

**अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।**
**सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥**

હવે અશક્ત એમાં યે, તો થા તું યોગ આશ્રિત,
સર્વ કર્મ ફળો ત્યાગી, કરીને આત્મસંયમ—૧૧

**श्रेयो हि ज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते**
**ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम्**

જ્ઞાન અભ્યાસથી શ્રેષ્ટ, ધ્યાન જ્ઞાનથી છે પર,
તેથી કર્મ ફળ ત્યાગ, ત્યાગે શાન્તિ નિરન્તર—૧૨

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥**

અદ્વેષી સર્વ ભૂતોનો, દયા મૈત્રી, ક્ષમા ભર,
અહંતા મમતા મુક્ત, સર્વે સુખે દુઃખે સમ–૧૩

**संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।**
**मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥**

સંતોષી સર્વદા યોગી, સંયમી દૃઢ નિશ્ચય,
મન બુદ્ધિ મને અર્પે, મારો ભક્ત મને પ્રિય–૧૪

**यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।**
**हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥**

લોકો દુભાય જેથી ના, લોકે જેહ દુભાય ના,
મુક્ત ઇર્ષા, ભયોદ્વેગે, ને હર્ષે તે મને પ્રિય–૧૫

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥

શુદ્ધ દક્ષ ગતાપેક્ષ, અવ્યથાળો ઉદાસીન,
સર્વ કર્મ ફળ ત્યાગી, મારો ભક્ત મને પ્રિય-૧૬

यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥

ન હર્ષે ન કરે દ્વેષ, ન શોચે શુન્ય વાંચ્છન,
શુભાશુભ ફળ ત્યાગી, ભક્તિવંત મને પ્રિય-૧૭

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥

સમાન શત્રુને મિત્રે, તેમ માનાપમાનમાં,
સુખદુઃખે શીતોષ્ણે જે, સંગ ત્યાગી સમાન આ-૧૮

तुल्यनिन्दास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः ॥

જે આવે તેથી સંતોષિ, મૌની નિંદા સ્તવે સમ,
નિરાશ્રય સ્થિર બુદ્ધિ, ભક્તિમાન મને પ્રિય–૧૯

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः ॥

આ ધર્મામૃતમાં જેઓ, શ્રદ્ધાળુ હું પરાયણ,
સેવે મેં કથી રીતે તે, મને ભક્ત અતિ પ્રિય–૨૦

અધ્યાય બારમો સમાપ્ત.



# अध्याय तेरमो.

## ક્ષેત્રક્ષેત્રજ્ઞયોગ.

॥ अर्जुन उवाच ॥

प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च ।
एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव ॥

પ્રકૃતિ પુરુષને પે, ક્ષેત્ર ક્ષેત્રજ્ઞને અને,
જાણવા ઇચ્છું છું હું એ, કેશવ! જ્ઞાન જ્ઞેયને-૧

॥ श्री भगवान् उवाच ॥

इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते ।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः ॥

આ શરીર જ કૌન્તેય ! ક્ષેત્ર એવું વદાય છે,
જે જાણે તે કહે તેને, ક્ષેત્રજ્ઞ જ્ઞાનિઓ કહે–૨

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत ।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम ॥

ને ક્ષેત્રજ્ઞ મને જાણો, ભારત ! સર્વ ક્ષેત્રમાં,
ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનું જ્ઞાન, છે મારે મત જ્ઞાન આ–૩

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत्।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥

તે ક્ષેત્ર શું અને કેવું, શા વિકારી શી રીત તે?
ક્ષેત્રજ્ઞ શું, પ્રભાવે શું? ટુંકામાં કહું સુણ તે–૪

ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक्।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिः सुनिश्चितैः ॥

ઋષિઓ બહુધા ગાયે, છંદોથી વિધ વિધને
બ્રહ્મસૂત્ર પદે તો તે, હેતુથી નિર્ણયો વડે–૫

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च।
इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः ॥

અહંકાર મહા ભૂતો, બુદ્ધિ અવ્યક્ત જે અને,
ઇંદ્રિયો દશ ને એક, તેના વિષય પાંચ એ–૬

इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतना धृतिः।
एतत् क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥

ઇચ્છા દ્વેષ સુખો દુઃખો, સંઘાત ચેતના ધૃતિ,
આ સૌ ક્ષેત્ર ટુંકાણેથી, કહેલા સવિકારથી–૭

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम्।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥

અદંભ નિરભિમાન, અહિંસા આર્જવ ક્ષમા,
ગુરુભક્તિ અને શૌચ, મન નિગ્રહ સ્થિરતા–૮

इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च।
जन्ममृत्युजराव्याधिदुःखदोषानुदर्शनम् ॥

વૈરાગ્ય ઈંદ્રિયો અર્થે, અહંતાનું વિમોચન,
જન્મ મૃત્યુ જરા રોગે, દુઃખ દોષોનું દર્શન–૯

असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥

અનાસક્ત અસંગી જે, પુત્ર સ્ત્રી ઘર આદિમાં,
સમતા ચિત્તની નિત્યે, સારા માઠાની પ્રાપ્તિમાં–૧૦

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥

મારે અનન્ય યોગેથી, ભક્તિ અવ્યભિચારણી,
એકાંત દેશવાસો ને, સમાજે જન અપ્રીતિ–૧૧

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥

અધ્યાત્મજ્ઞાનમાં નિષ્ઠા, દર્શન તત્વજ્ઞાનનું,
જ્ઞાન એમ કહેલું આ, અજ્ઞાન એથી ઉલટું–૧૨

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥

જ્ઞેય જે તે કહું છું હું, લાધે અમૃત જાણી જે,
પરબ્રહ્મ અનાદિ તે, ન સત્ કે અસત્ વદે-૧૩

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥

સર્વત્ર ચર્ણને હાથ, નેત્ર શિર અને મુખો,
સર્વત્ર કાનવાળો તે, વ્યાપીને વિશ્વમાં રહ્યો-૧૪

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।
असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥

સૌ ઈંદ્રિગુણના ભાસે, સૌ ઈંદ્રિ સંભવ વિના,
અસંક્ત ધારતો સર્વ, ગુણભોગી સુનિર્ગુણ-૧૫

बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।
सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥

બહાર અંદર ભૂતોની, વ્યાપ્યો તેમ ચરાચરે,
સૂક્ષ્મ તેથી જણાયે ના, દૂરે તેમ નજીક છે–૧૬

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।
भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥

ને અવિભક્ત ભૂતોમાં, રહ્યો જેહ વિભક્ત શો,
ભૂત પોષક ને ગ્રાતા, સંહારે જન્મ દે રૂડો–૧૭

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य विष्ठितम् ॥

જ્યોતિનો પણ તે જ્યોતિ, અંધારાથી કહ્યો પર,
જ્ઞાન જ્ઞેય જ્ઞાનગમ્ય, વસ્યો જે સર્વને હૃદે–૧૮

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥

એમ ક્ષેત્ર તથા જ્ઞાન, કહ્યો જ્ઞેય ટુંકાણથી,
આ મારો ભક્ત જાણીને, પામે છે મુજ ભાવથી-૧૯

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि।
विकारांश्च गुणांश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥

બેઉ પ્રકૃતિ પુરુષ, અનાદિ સૌથી જાણવા,
વિકારો ને ય ગુણો યે, જાણ પ્રકૃતિથી થતા-૨૦

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥

કાર્ય કારણ નિમિત્તે, પ્રકૃતિ કારણો કહ્યાં,
પુરુષ સુખ દુઃખોનાં, ભોક્તાનાં કારણો કહ્યાં-૨૧

पुरुषः प्रकृतिस्थो हि भुङ्क्ते प्रकृतिजान्‌गुणान्
कारणं गुणसङ्गोऽस्य सदसद्योनिजन्मसु ॥

રહો પ્રકૃતિ પુરુષ, પ્રકૃતિ ગુણ ભોગવે,
જન્માવે સદસત્ સ્થાને, ગુણ સક્તિથી એહને-૨૨

उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुषः परः ।

સાક્ષી ને સંમતિદાતા, ભર્તા ભોક્તા મહેશ્વર,
પરમાત્મા કહ્યો એમ, આ દેહે પુરુષ પરમ્-૨૩

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ।

એમ પુરુષ જે જાણે, ને જાણે ગુણ પ્રકૃતિ,
વર્તે સર્વે જગે તોયે, ફરી તે જન્મતો નથી-૨૪

ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥

આત્મામાં ધ્યાનથી ભાળે, આત્માને કોઇ આત્મથી,
બીજાને સાંખ્યને યોગે, ને કોઇ કર્મ યોગથી–૨૫

अन्ये त्वेवमजानन्तः श्रुत्वाऽन्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥

બીજા ન જાણતાં એવો, અન્યથી સુણી સેવતા,
ને એ રીતે તરે તેઓ, મૃત્યુ શ્રુતિ પરાયણા–૨૬

यावत्संजायते किंचित्सत्वं स्थावरजङ्गमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥

જેટલી થાય છે કાંઇ, વસ્તુ સ્થાવર જંગમ,
ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ સંયોગે, એ જાણ ભરતર્ષભ !–૨૭

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यन्तं यःपश्यति स पश्यति ॥

સમાન સર્વ ભૂતોમાં, રહેલો પરમેશ્વર,
અનાશી નષ્ટ થાતાં યે, જુએ તેહ ભૂતો પર–૨૮

समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनाऽऽत्मानं ततो याति परां गतिम्

જોતો સમાન સર્વત્ર, રહેલો સમ ઇશ્વર,
પોતે હણે ન પોતાને, પછી પામે ગતિ પરમ્–૨૯

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यःपश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति ॥

અને પ્રકૃતિથી કર્મો, સર્વ રીતે કર્યાં જતો,
જે દેખે માત્ર આત્માને, અકર્તા તેજ ભાળતો–૩૦

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥

જ્યારે જુદા જ ભૂતોના, જુએ સૌ ભાવે એકમાં,
વિસ્તારે તેથી એ રીતે, જાય છે મળી બ્રહ્મમાં-૩૧

अनादित्वान्निर्गुणत्वात्परमात्माऽयमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय न करोति न लिप्यते ॥

અનાદી નિર્ગુણી આત્મા, ને તે અવ્યય હોય છે,
દેહે રહ્યો છતાં પાર્થ, લેપાયે ન કરે ન તે-૩૨

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथाऽऽत्मा नोपलिप्यते ॥

જેમ સૂક્ષ્મ ન લેપાતું. આકાશ સહુ વ્યાપી આ,
તેમ લેપાય ના આત્મા, દેહમાં વસતો છતાં-૩૩

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः।
क्षेत्रं क्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥

સૂર્ય જેમ પ્રકાશે છે, વિશ્વ આખુંય એકલો,
દેહને જીવ સર્વત્ર, પ્રકાશે પાર્થ તેમ તો-૩૪

क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा ।
भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥

દેહ ને જીવનું છેટું, જ્ઞાન ચક્ષુથી એ રીતે,
ભૂત પ્રકૃતિથી મોક્ષ, જાણે તે બ્રહ્મ પામશે-૩૫

અધ્યાય તેરમો સમાપ્ત



# अध्याय चौदमो.

## ગુણત્રયવિભાગયોગ.

॥ श्री भगवान् उवाच ॥

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितो गताः॥

ફરીને યે પરમ્ ભાખું, જ્ઞાનોમાં જ્ઞાન શ્રેષ્ઠ છું,
જાણીજે મુનીયો ત્યાંથી, પામ્યા ગતિ પરમ્ સહુ–૧

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च ॥

ગૃહીને જ્ઞાન આ મારૂં, પામ્યા સમાન ધર્મને,
ન જન્મ જગમડાણે, ન પામે દુઃખ પ્રલયે–૨

मम योनिर्महद्ब्रह्म तस्मिन् गर्भं दधाम्यहम् ।
संभवः सर्वभूतानां ततो भवति भारत ॥

મારી યોની મહત્બ્રહ્મ, તેમાં મૂકું છું ગર્ભ હું,
ઉત્પતિ સર્વ ભૂતોની, પાર્થ હે! તે થકી સહુ–૩

सर्वयोनिषु कौन्तेय मूर्तयः संभवन्ति याः ।
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिता ॥

કૌંતેય! યોની સર્વેમાં, જન્મે છે દેહ જેટલા,
તેમાં બ્રહ્મ મહા યોની, બીજદાતા હું છું પિતા–૪

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥

તમસ્, સત્વ, રજસ્, એવા, ગુણો પ્રકૃતિથી થતા,
બાંધે છે હે મહાબાહો, અવ્યય દેહી દેહમાં–૫

तत्र सत्त्वं निर्मलत्वात् प्रकाशकमनामयम् ।
सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥

સત્વના નિર્મલત્વે ત્યાં, પ્રકાશક અનામય,
બાંધે છે હે પુણ્યવંતા, સુખ ને જ્ઞાન સંગ જ–૬

रजो रागात्मकं विद्धि तृष्णाऽऽसंगसमुद्भवम्
तन्निबध्नाति कौन्तेय कर्मसंगेन देहिनम् ॥

રજ રાગાત્મક જાણ, તૃષ્ણાના સંગથી થતો,
બાંધે છે કર્મસંગે તે, કૌંતેય! દેહીને જ તો!–૭

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥

તેમ અજ્ઞાન તો થાતું, દેહે સૌ જાણ મોહક,
પ્રમાદે આળસે ઉંઘે, બાંધે છે તેહ ભારત !–૮

सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥

થાય છે સુખમાં સત્ત્વ, ભારત રજ કર્મમાં,
તમ તો જ્ઞાન ઢાંકે ને, જોડે તેમ પ્રમાદમાં–૯

रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥

રજને તમ ઢાંકીને, થાય છે સત્ત્વ ભારત !
રજ સત્ત્વજ ને તમ, તમ સત્ત્વ અને રજ–૧૦

सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥

સૌ દ્વારે દેહમાં આ તે, જ્ઞાન પ્રકાશ પડતાં,
જાણવું જ્ઞાન ત્યારે તો, સત્વ એમજ ફાવતાં–૧૧

लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥

લોભ પ્રવૃત્તિ આરંભ, અશાન્તિ કર્મની સ્પૃહા,
રજ ત્યાં થાય છે વૃદ્ધિ, ભરતર્ષભ? આંહી આ–૧૨

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥

અપ્રકાશ અપ્રવૃત્તિ, મોહ તેમ પ્રમાદ જ,
વૃદ્ધિ એની થતાં જન્મે, તમસ હે કુરુનંદન!–૧૩

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदां लोकानमलान् प्रतिपद्यते ॥

સત્ત્વ વૃદ્ધિ થતાં જ્યારે, પામે દેહી વિનાશ જો,
તો તે ઉત્તમ જ્ઞાનીના, પામે છે લોક નિર્મળા-૧૪

रजसि प्रलयं गत्वा कर्मसङ्गिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥

મૃત્યુ જો રજમાં પામે, જન્મે છે કાર્ય સંગીમાં,
તમમાં તપાવું વેલા, જન્મે છે મૂઢ યોનીમાં-૧૫

कर्मणः सुकृतस्याहुः सात्त्विकं निर्मलं फलम् ।
रजसस्तु फलं दुःखमज्ञानं तमसः फलम् ॥

કહ્યાં છે ફળ કર્મોનાં, સાત્ત્વિકે નિર્મળાં ફળો,
રજનાં ફળ તો દુઃખ, અજ્ઞાનેઈ તમનાં ફળો-૧૬

सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥

સત્ત્વથી થાય છે જ્ઞાન, રજથી ક્ષોભ જન્મતો,
મોહ પ્રમાદ, અજ્ઞાન, જન્મે છે તમથી જ તો–૧૭

ऊर्ध्वं गच्छन्तिसत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः
जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥

સાત્વિકો જાય છે ઉંચે, રાજસો મધ્યમાં રહે,
ને નીચા ગુણવૃત્તિના, તામસો પડતા નીચે–૧૮

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टाऽनुपश्यति।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥

ન અન્ય ગુણથી કર્તા, જોયા દ્રષ્ટા યદા કરે,
ગુણથી પરને જાણે, પામે મારો જ ભાવ તે–૧૯

गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥

તરીને ત્રણ ગુણોને, થતા ઉદ્‌ભવ દેહમાં,
જન્મ મૃત્યુ જરા દુઃખે, છુટી અમૃત પામતા–૨૦

॥ अर्जुन उवाच ॥

कैर्लिङ्गैस्त्रीन् गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन् गुणानतिवर्तते ॥

ત્રિગુણોનાંજ ક્યાં ચિન્હો, અતીત થાય છે પ્રભો !
કેવો આચાર! શી રીતે! તરે શી રીતે સૌ ગુણો–૨૧

॥ श्री भगवान् उवाच ॥

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि काङ्क्षति ॥

પ્રવૃતિ કે પ્રકાશે કે, કેવળ મોહ અર્જુન,
ન કરે દ્વેષ જામે તો, ન વાંછે તેમ નિવૃત્ત–૨૨

उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेङ्गते ॥

રહે છે જે ઉદાસીન, ચળે જે ન ગુણો વડે,
ગુણો વર્તે મણે એમ, રહે સ્થિર, નહિ ડગે–૨૩

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः॥

સમ દુઃખે સુખે, સ્વસ્થ, સમ જે માટી કાંચને,
સમ પ્રિયે અપ્રિયે જે, ધીર નિંદા સ્તુતિ વિષે–૨૪

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते॥

તુલ્ય માનાપમાને ને, મિત્ર કે શત્રુ પક્ષમાં,
સૌ આરંભો તજે જે તે, તરેલો સહુ ગુણમાં–૨૫

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते।
स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते॥

ને મને જે ભજે એમ, અનન્ય ભક્તિ યોગથી,
તે તરી જાય સૌ ગુણો, પામે તે બ્રહ્મ ભાવથી–૨૬

**ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।**
**शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च ॥**

બ્રહ્મની યે પ્રતિષ્ઠા હું, અને અવ્યય મુક્તિનો,
ને નિત્ય ધર્મનો યે હું, તેમ એકાંત સુખનો–૨૭

અધ્યાય ચૌદમો સમાપ્ત.



# अध्याय पंदरमो.

## પુરુષોત્તમયોગ.

॥ श्री भगवान् उवाच ॥

ऊर्ध्वमूलमधः शाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित् ॥

મૂળ ઉંચે નીચે ડાળો, કહ્યો અવ્યય પીપળો,
તેમનાં વેદ છે પાન, એહ વેદજ્ઞ જાણું તો—૧

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा ।
गुणप्रवृद्धा विषयप्रवालाः ॥
अधश्च मूलान्यनुसंततानि ।
कर्मानुबन्धीनि मनुष्यलोके ॥

ઉંચે નીચે ડાળ ગયેલ તેનાં,
ગુણે ભરેલાં વિષયે વધેલાં;
ચોમેર ફાલ્યાં, મૂળ ઠેઠ નીચે,
કર્માનુબન્ધીજ મનુષ્ય લોકે–૨

न रूपमस्येह तथोपलभ्यते ।
नान्तो न चादिर्न च संप्रतिष्ठा ॥

अश्वत्थमेनं सुविरूढमूल-
मसङ्गशस्त्रेण दृढेन छित्त्वा ॥

કળાય ના રૂપજ એનું આંહી,
જણાય આધાર ન અંત આદિ,
એ વૃક્ષનાં મૂળ ઘણાં થપાય,
અસંગ એ શસ્ત્ર દૃઢે કપાય–૩

ततः पदं तत्परिमार्गितव्यं ।
यस्मिन् गता न निवर्तन्ति भूयः
तमेव चाद्यं पुरुषं प्रपद्ये ।
यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥

તે ગોતવું ધામ પછી ચઢેલા,
જ્યાં તે નથી ત્યાં ફરીથી થયેલાં,

પુરુષ તે શર્ણું આદિ જાણી,
જેથી પ્રવૃતિ પ્રસરી પુરાણી-૪

निर्मानमोहा जितसङ्गदोषा ।
अध्यात्मनित्या विनिवृत्तकामाः ॥
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-
र्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥

ન મોહ માને જીત સંગ દોષે,
અધ્યાત્મ નિષ્ઠા શમ કામ દોષે,
દ્વંદ્વે વિમુક્તો સુખ દુઃખ નામી,
અખંડ લે ધામ અમૂઢ પામી-૫

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥

ન ત્યાં સૂર્ય પ્રકાશે છે, ન અગ્નિ શશી તેમજ,
ન આવે જ્યાં જઇ પાછા, તે પરમ ધામ છે મમ–૬

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनः षष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥

જીવ લોકે થઇ જીવ, અંશ મારો સનાતન,
મન છ ઇંદ્રિયો ખેંચે, પ્રકૃતિમાં રહી રત–૭

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात् ॥

જે શરીર જ પામે છે, ત્યાગે છે આત્મ જેહને,
ગ્રહી જાય સહુ તેહ, વા જેવો પુષ્પ ગંધને–૮

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥

કાન આંખો અને સ્પર્શ, નાક ને જીભ એ રીતે,
મન સાથે રહીને સૌ, તેહ વિષય ભોગવે-૯

उत्क्रामन्तं स्थितं वापि भुञ्जानं वा गुणान्वितम् ।
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥

નીકળતાં રહેતાં વા, ભોગવતાં ગુણો વડે,
વિમૂઢો તે નથી જોતા, જ્ઞાનનેત્રે દેખાય જે-૧૦

यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ।
यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्यचेतसः ॥

યોગીઓ ખંતીલા પેખે, રહેલો એહ દેહમાં,
ચિત્ત શુન્ય અસંસ્કારી, દેખે તે નહિ યત્નમાં-૧૧

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चंद्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥

જ્યારે સૂર્યે રહ્યું તેજ, પ્રકાશે વિશ્વ સર્વમાં,
જાણ મારૂં સર્વ છે જે, તેજ તે અગ્નિ ચંદ્રમાં-૧૨

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामि चौषधीःसर्वाःसोमो भूत्वा रसात्मकः

પૃથ્વિમાં પેસીને ભૂતો, ધારૂં છું શક્તિએ મમ,
ને પોષું ઔષધિ સર્વે, થઇ ચંદ્ર રસાત્મક-૧૩

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥

જઠરાગ્નિ બનીને હું, રહીને દેહ પ્રાણીને,
પ્રાણાપાને જ જોડાઈ, પચાવું અન્ન ચોવિધે-૧૪

सर्वस्य चाहं हृदि संनिविष्टो ।
मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ॥
वेदैश्च सर्वैरहमेव वेद्यो ।
वेदान्तकृद्वेदविदेव चाहम् ॥

ને સર્વને હું હૃદયે બિરાજ્યો,
હુંથી સ્મૃતિ જ્ઞાન વિચાર ભાખ્યો,
સમગ્ર વેદેજ મને પિછાણ્યો,
વેદાન્ત કર્તા ત્યમ વેદવિજ્ઞો–૧૫

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥

આ બે છે પુરુષો લોકે, ક્ષર અક્ષર એ રીતે,
કહ્યાં ક્ષર સહુ ભૂતો, તેમ કૂટસ્થ અક્ષરે–૧૬

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥

ઉત્તમ નર તો બીજો, પરમાત્મા રૂપે કહ્યો,
જે ત્રણ લોકમા વ્યાપી, અવ્યયી ઇશ્વર રહ્યો–૧૭

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥

અતિત ક્ષરથી જેથી, અક્ષરથી ય ઉત્તમ,
તે લોકે તેમ છું વેદે, પ્રગટ પુરષોત્તમ–૧૭

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमम् ।
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥

અસંમૂઢ મને જાણે, એમ જે પુરુષોત્તમ,
સર્વજ્ઞ સૌ સર્વ ભાવે, ભજે હુંને પરંતપ–૧૮

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयाऽनघ।
एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात् कृतकृत्यश्च भारत॥

શાસ્ત્ર આ આમ નિષ્પાપ! ગુહ્યમાં ગુહ્ય હું થકી,
મેધાવી થાય જે જાણ્યે, પાર્થ કૃતાર્થ સૌ નક્કી-૧૯

અધ્યાય પંદરમો સમાપ્ત.



# अध्याय सोळमो.

## દૈવાસુરસંપદ્વિભાગયોગ.

॥ श्री भगवान् उवाच ॥

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥

અભય સત્ત્વ સંશુદ્ધિ, જ્ઞાન યોગે વ્યવસ્થિત,
દાન, દમ અને યજ્ઞ, તપ સ્વાધ્યાય આર્જવ-૧

अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥

અહિંસા સત્ય અક્રોધ, શાન્તિ ચુગલી ત્યાગ આ,
અલોભ ને દયા ભૂતે, લજ્જા માર્દવ દઢતા–૨

तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥

ધૈર્ય તેજ ક્ષમા શૌચ, માન દ્રોહ નહિ અતિ,
દૈવી સ્વભાવવાળાં તે, જન્મેલા પાર્થ હે! અહિં–૩

दम्भो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥

દંભ દર્પ અભિમાન, કટુતા ક્રોધ એ અતિ,
અને અજ્ઞાનમાં જન્મ્યાં, પાર્થ આસુરી સંપત્તિ–૪

दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ।
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पाण्डव ॥

મોક્ષદા દૈવી સંપત્તિ, કર્તા બંધન આસુરી,
ન શોક કર હે પાર્થ! જન્મ્યો તું દૈવી સંપત્તિ–૫

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु ॥

છે બે ઉત્પત્તિ આ લોકે, દૈવી આસુરી એ રીતે,
કહું વિસ્તારથી દૈવી, ને આસુરી ય સુણ એ–૬

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥

પ્રવૃતિ ને નિવૃતિ યે, જાણે ના જન આસુરી,
અથવા શૌચ આચાર, જાણે તે સત્યને નહિ–૭

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥

અસત્ય ને નિરાધાર, જગ કે' પ્રભુ વિણનું,
પરસ્પર સંયોગેથી, કામ હેતુથી શું બીજું?–૮

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥

એ દૃષ્ટી અનુસારે તે, નષ્ટાત્મા અલ્પ બુદ્ધિ છે,
અહીત વિશ્વના માટે, નાશાર્થે ઉગ્ર કર્મી છે–૯

काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।
मोहाद्गृहीत्वाऽसद्ग्राहान् प्रवर्ततेऽशुचिव्रताः ॥

આશ્રયી કામ મુશ્કેલ, દંભ માન મદે ભર્યા,
દુરાગ્રહી ધરી મોહ, બને છે અશુચિવ્રત–૧૦

चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥

અને અપાર ચિંતાને, ગૃહી મર્ણ સુધી રહે,
કામના ભોગમાં લીન, નક્કી પરમ એમ તે–૧૧

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥

સૌ આશા પાશથી બાંધ્યા, કામ ક્રોધ પરાયણે,
ઇચ્છે છે કામ ભોગોને, અન્યાયે ધન મેળવે–૧૨

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥

મેળવ્યું આજ મેં છે આ, આ પામીશ મનોરથ,
આ છે ને મારૂં થાશે તે, ફરી યે આવશે ધન–૧૩

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान् सुखी ॥

આ શત્રુ મેં હણ્યો, બીજાને યે મારીશ હું વળી,
હું ઇશ્વર હું ભોગી છું, સિદ્ધ હું સુખિયો બળી–૧૪

आढ्योऽभिजनवानस्मि
कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥

હું કુલીન ધનાઢ્યે હું, ન કો અન્ય હુંના સમ,
રીઝું દૈ દાન યજ્ઞે હું, અજ્ઞાને એમ મોહિત–૧૫

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥

ભ્રમેલા ભમતા ચિત્તે ફસાઇ મોહ જાળથી,
મચેલા કામ ભોગોમાં, નર્કે ઘોર પડે નક્કી-૧૬

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥

મોટા ભા થૈ રહે અક્કડ્, ધન માન મદે ભર્યા,
કરે તે નામના યજ્ઞ, દંભથી કંઇ વિધિ વિના-૧૭

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः ।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥

બળ દર્પ અહંકાર, ને કામ ક્રોધથી ભર્યા,
દેહે સ્વ પરને હું ને, અદેખા ખારથી ભર્યા-૧૮

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥

સંસારે તેહ દ્વૈષીને, ને નરાધમ ક્રૂરને,
નાખું આસુરી યોનીમાં, વારંવાર અશુભ તે-૧૯

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥

આસુરી યોની પામેલા, જન્મે જન્મ વિમૂઢ આ,
ન પામી તે મને પાર્થ, અધોગતિ જ પામતાં-૨૦

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥

ત્રિવિધ નર્ક દ્વારો આ, આત્માના નાશ કારણે,
કામ ક્રોધ તથા લોભ, તેથી તે તજવાં ત્રણે-૨૧

एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥

વિમુક્ત એથી જે પાર્થ ! ત્રણે આ તમ દ્વારથી,
આચરે શ્રેય આત્માનું, પામે તેથી પરમ્ ગતિ–૨૨

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥

છોડી જે શાસ્ત્ર વિધિને, વર્તે સ્વછંદી કામી થૈ,
નહિ તે સિદ્ધિને પામે, ન વા સુખ પરમ્ ગતિ–૨૩

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥

કાર્યાકાર્ય વ્યવસ્થામાં, શાસ્ત્ર તેથી પ્રમાણતું,
વિધાનો શાસ્ત્રનાં જાણી, કર્મ આદર તું કરું–૨૪

અધ્યાય સોળમો સમાપ્ત.

# अध्याय सत्तरमो.

## શ્રદ્ધાત્રયવિભાગયોગ

॥ अर्जुन उवाच ॥

ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयाऽन्विताः।
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः॥

જે શાસ્ત્ર વિધિ છોડીને, શ્રદ્ધાયુક્ત થઇ ભજે,
તેની સત્વ, રજસ્ કિંવાં, તમસ્ નિષ્ઠા કહો તમે–૧

॥ श्री भगवान् उवाच ॥

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा ।
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु ॥

ત્રિવિધા થાય છે શ્રદ્ધા, દેહીઓની સ્વભાવથી,
સાત્વિકી રાજસી પાર્થ ! સુણુ તેમજ તામસી-૨

सत्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयं पुरुषो यो यच्छ्रद्धः स एव सः॥

જેવું અન્તર છે જેનું, શ્રદ્ધા તેવીજ થાય છે,
શ્રદ્ધાળુ માનવી આવાં, શ્રદ્ધા જેવાંજ થાય છે-૩

यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः।
प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः॥

ભજે છે સાત્વિકો દેવો, રાજસી યક્ષ રાક્ષસો,
ને ભૂત પ્રેતને બીજા, પૂજે છે જન તામસો—૪

अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः।
दम्भाहंकारसंयुक्ताः कामरागबलान्विताः॥

શાસ્ત્ર વિહિત ન ઘોર, આચરે તપ જે જનો,
દંભવાળું અહંકારી, કામ રોગે બળે ભર્યો—૫

कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतसः।
मां चैवान्तःशरीरस्थं तान्विद्ध्यासुरनिश्चयान्

ખેંચતો તે રહી દેહે, અજ્ઞાની ભૂત મંડળી,
મને યે તે રહી દેહે, જાણ; આસુર નિશ્ચયી—૬

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु ॥

આહારો પણ સૌના યે, ત્રિવિધ પ્રિય થાય છે,
યજ્ઞ તપો તથા દાનો, એમના સુણ ભેદ એ–૭

आयुःसत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या
आहाराः सात्त्विकप्रियाः ॥

બળ બુદ્ધિ વધે આયુ, સુખો આરોગ્યતા રૂચી,
રસાળા ચિકણા સ્થિર, ભાવે સાત્વિક ને શુચી–૮

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥

ખાટા ખારા અતિ ઉના, તીખા દાહી કટુ લુખા,
રાજસ પ્રિય આહારો, શોક રોગ દુઃખે ભર્યા–૯

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥

સુકું નિરસ ઉમેલું, વાસી ને બહુ વેળાનું,
નિષિદ્ધ થયલું એઠું, અન્ન તામસ હિતનું–૧૦

अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः ॥

જે ફળેચ્છા વિના યજ્ઞ, વિધિ પૂર્વક ના કરે.
'યજ્ઞ તો કરવો' એમ, સાત્વિક સમજી કરે-૧૧

अभिसंधाय तु फलं दम्भार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥

વળી ફળની ઇચ્છાથી, યજ્ઞ જે દંભથી કરે,
ભારત શ્રેષ્ટ તે યજ્ઞ, રાજસી યજ્ઞ જાણ જે-૧૨

विधिहीनमसृष्टान्नं मंत्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते ॥

અન્ન દાન, વિધિ હીન, ને વિના મંત્ર દક્ષિણા,
અશ્રદ્ધાથી કરે યજ્ઞ, તામસી યજ્ઞ તેહ આ-૧૩

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥

દેવ દ્વિજ ગુરુ જ્ઞાની, તણી શુદ્ધ શુચિ પૂજા,
ને અહિંસા બ્રહ્મચર્ય, કહ્યાં તપ શરીરનાં–૧૪

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥

ઉદ્વેગ વિણનું વાક્ય, જેહ સત્ય હિત પ્રિય.
વેદ અભ્યાસને જાણો, કહ્યું એ વાણીનું તપ–૧૫

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥

મન આનંદ ને મૌન, સ્થિરતા આત્મ સંયમ,
અંતઃકરણની શુદ્ધિ, કહ્યું એ માનસી તપ–૧૬

श्रद्धया परया तप्तं तपस्तत् त्रिविधं नरैः ।
अफलाकाङ्क्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥

તપ પરમ શ્રદ્ધાથી, જને કીધું ત્રિવિધ જે,
ફળ ઇચ્છા થકી મુક્ત, સાત્વિક તપ એ વદે–૧૭

सत्कारमानपूजार्थं तपो दम्भेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥

માનસત્કાર પૂજાર્થે, દંભથી જે કર્યું તપ,
તપ તેહ વદાયેલુ, રાજસી ચલ અધ્રુવ–૧૮

मूढग्राहेणात्मनो यत् पीडया क्रियते तपः ।
परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥

મૂઢે કરેલ જે પોતે, દેહને દમિને તપ;
બીજાની હાનીને માટે, તેહ છે તામસી તપ–૧૯

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥

'દેવુંજ દાન' એવું જે, દેવાય બદલા વિના,
જે દેશ કાળ પાત્રે દે, તે છે સાત્ત્વિક દાનમાં-૨૦

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥

તથા પ્રત્યુપકારાર્થે, ફળ ઉદ્દેશીને કરી;
દેતા જે ક્લેશ પામીને, કહ્યું તે તપ રાજસી-૨૧

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥

ન દેશ કાળ ને પાત્ર, જાણી દેવાય દાન જે,
તિરસ્કારી અસત્કારી, કહ્યું તામસ દાન તે-૨૨

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥

ૐ તત્સત્, એવી સંજ્ઞા જાણી ત્રિવિધ બ્રહ્મની,
બ્રાહ્મણો તે વડે દેવો, ને નિર્મ્યા યજ્ઞ પૂર્વથી–૨૩

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥

તેથી 'ૐ' એમ બોલીને, યજ્ઞ દાન તપ ક્રિયા,
જે કરે છે યથા શાસ્ત્રે, બ્રહ્મવાદી જ તે સદા–૨૪

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकाङ्क्षिभिः

તત્ એમ અભિલાષા, તપ યજ્ઞ ક્રિયા ફળે,
દાન કર્મો ઘણાં યે તે, કરે છે મોક્ષ માગવા–૨૫

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥

સદ્‌ભાવે સાધુભાવેથી, સત્ એમ પ્રયોજીને,
તેમ મંગળ કાર્યોમાં, સત્ નામ વપરાય છે–૨૬

यज्ञे तपसि दाने च स्थितिः सदिति चोच्यते ।
कर्म चैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥

યજ્ઞે તપે અને દાને, સ્થિતિ જે તેજ સત્ કહી,
કર્મ તેમજ તે અર્થે કહેવાયે સત્ તે સહી–૨૭

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥

અશ્રદ્ધાથી દીધું હોમ્યું, તપ કર્મ કર્યું જ તે,
અસત્ એમ કહ્યું પાર્થ !, ન અહીં કે મુવા પછે–૨૮

અધ્યાય સત્તરમો સમાપ્ત.

# अध्याय अढारमो.

## મોક્ષસંન્યાસયોગ.

॥ अर्जुन उवाच ॥

**सन्यासस्य महाबाहो तत्वमिच्छामि वेदितुम् ।**
**त्यागस्य च हृषीकेश पृथकेशिनिषूदन ॥**

સંન્યાસનું મહાબાહો, તત્વ ચાહું છું જાણવા;
ત્યાગનાં એ હૃષીકેશ ! કેશીહન્તા ! જુદાંજુદાં–૧

॥ श्री भगवान् उवाच ॥

**काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ।**
**सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागं विचक्षणाः ॥**

કામ્ય કર્મ તણો ત્યાગ, સંન્યાસ કવિયો ગણે,
સૌ કર્મનો ફળત્યાગ, વિદ્વાનો ત્યાગ તે ભણે–૨

त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥

તજવું કર્મ દોષાળું, ડાહ્યો કોઇક એ કહે;
ન છોડતાં યજ્ઞ દાને, તપ કર્મ બીજા વદે–૩

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।
त्यागो हि पुरुषव्याघ्र त्रिविधः संप्रकीर्तितः ॥

સુણ નિશ્ચય ત્યાં મારો, ભરતોત્તમ ત્યાગમાં,
ત્યાગ એ પુરૂષવ્યાઘ્ર, ગણાયા બહુ ત્રિવિધા–૪

यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥

યજ્ઞ દાનો તથા કર્મો, કરવાં, તે ન છોડવાં,
દાન યજ્ઞ તપો નક્કી, કરે પાવન લોક આ–૫

एतान्यपि तु कर्माणि सङ्गं त्यक्त्वा फलानि च।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥

કરવાં એ ય તે કર્મો, ત્યાગી સંગ ફળો વળી,
કરવાં એ સહુ પાર્થ! મારો એ મત છે નક્કી–૬

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः॥

સંન્યાસ ત્યાગનો કર્મ, નિયમીને ઘટે નહિ,
મોહનો તે પરિ ત્યાગી, તે ગણાય છે તામસી–૭

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत्।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत्।

દુઃખદાયી ગણી કર્મ, દેહ કષ્ટ ભયે તજે,
તે રાજસ કરી ત્યાગ, ત્યાગનું ફળ ના લહે–૮

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
सङ्गं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विको मतः

ફરજ ગણીને કર્મ, પાર્થ ! નિત્ય જ આચરે,
ને ત્યજી ફળનો સંગ, સાત્ત્વિક ત્યાગ તે ઠરે–૯

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥

ન માઠા કર્મમાં દ્વેષ, સારામાં ન રહે મચી,
ભરેલો સત્ત્વથી ત્યાગી, મેધાવી ને અસંશયી–૧૦

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥

દેહીને જ નથી શક્ય, સર્વાંશે કર્મ ત્યાગવાં,
તે તો કર્મ ફળ ત્યાગી, એમ ત્યાગી વદાય આ–૧૧

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम्
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित्

નઠારૂં સારૂં ને મિશ્ર, ત્રિવિધ ફળ કર્મનાં,
અત્યાગીને મુવે થાય, નહિ સંન્યાસીને કદા-૧૨

पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे।
सांख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम्

પાંચ આ હે મહાબાહો, શીખ એ કારણો હુંથી,
કહ્યાં જે સાંખ્ય સિદ્ધાંતે, સિદ્ધિ કાજ તુ કર્મની-૧૩

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम्।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पञ्चमम्॥

ને શરીર તથા કર્તા, ઇંદ્રિયો યે જુદી જુદી,
ને ત્રિવિધ જુદી ચેષ્ટા, દૈવ પાંચમું અહીં-૧૪

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः।
न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः॥

મન વાણી અને દેહે, આરંભે કર્મ જે નર,
ને ભલાં અથવા ભુંડાં, આ તેનાં પંચ હેતુ જ–૧૫

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः॥

કર્તાને ત્યાં છતાં એમ, આત્મ કેવળ જે ગણી,
અસંસ્કારી બુદ્ધિથી જે, તે ભાળે નહિ દુર્મતિ–૧૬

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते।
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते॥

જેનો ન ભાવ ગર્વિષ્ટ, લેપાયે બુદ્ધિ જેની ના,
આ લોકને હણીને યે, બંધાયે મારતો ન વા–૧૭

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।
करणं कर्म कर्तेति त्रिविधः कर्मसंग्रहः ॥

જ્ઞાન જ્ઞેય પરિજ્ઞાતા, ત્રિવિધા કર્મ પ્રેરણા,
કરણ કર્મ ને કર્તા, કર્મ સંગ્રહ ત્રણ આ-૧૮

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यते गुणसंख्याने यथावच्छृणु तान्यपि ॥

જ્ઞાન કર્મ અને કર્તા, એમ ગુણ જુદા ત્રણ,
ત્રણનામાં કહ્યાં ગુણ, તેને સુણે બરાબર-૧૯

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम्

સૌ ભૂતોમાં એક ભાવે, જુએ છે જેહ અવ્યય,
અવિભક્ત વિભક્તોમાં, જાણ તે જ્ઞાન સાત્ત્વિક-૨૦

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान् पृथग्विधान्
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥

જે જ્ઞાનનાં જુદી રીતે, નાના ભાવો જુદા જુદા,
જણાયે સર્વ ભૂતોમાં, રાજસી જ્ઞાન જાણ આ–૨૧

यत्तु कृत्स्नवदेकस्मिन् कार्ये सक्तमहैतुकम् ॥
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥

કાર્યે એકજ સુરીતે, લાગ્યો અકારણે રહે,
અતત્ત્વવાળું ને અલ્પ, તે જ્ઞાન તામસી કરે–૨૨

नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥

નિયમે તે અસંગેથી, રાગ દ્વેષ વિના કરે,
ફળેચ્છા વિણ જે કર્મ, તેને સાત્ત્વિક ઉચરે–૨૩

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः ।
क्रियते बहुलायासं तद्राजसमुदाहृतम् ॥

જે વળી કામ ઇચ્છાથી, વા કરે ફરી ગર્વથી,
કે કરે બહુ આયાસે, વદાયે તેહ રાજસી–૨૪

अनुबन्धं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यते कर्म यत्तत्तामसमुच्यते ॥

બંધન ક્ષય ને હિંસા, બળ વિચાર ના કરે,
આરંભે મોહથી કાર્ય, તામસી કર્મ તે કરે–૨૫

मुक्तसङ्गोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते

અસંગી ને અહંવાદી, ઉત્સાહી તેમ ધીર જે,
સમ સિદ્ધિ અસિદ્ધિમાં, કર્તા સાત્ત્વિક તે વદે–૨૬

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः॥

રાગી કર્મ ફળાકાંક્ષી, લોભી અશુદ્ધ હિંસક,
હર્ષ શોકે ભર્યો કર્તા, રાજસી તે વદાય છે—૨૭

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते॥

અયુક્ત જડ પ્રાકૃત, આળસુ શઠ ને ઠગ,
દુઃખીઓ દીર્ઘસૂત્રી ને, છે કર્તા તેહ તામસ—૨૮

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं शृणु।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय॥

બુદ્ધિના ધૃતિના ભેદે, સાંભળ ત્રિવિધ ગુણ,
કહ્યા કંઈ વિના બાકી, જુદા જુદા જ અર્જુન!—૨૯

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी

પ્રવૃત્તિ ને નિવૃત્તિ ને, કાર્યા કાર્ય ભયાભયે,
બંધ ને મોક્ષ જે જાણે, સાત્ત્વિક બુદ્ધિ છે જ તે-૩૦

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥

ધર્મ અધર્મ જેથી ને, અને કાર્ય અકાર્યને,
યથા વિધિ ન પિછાણે, તે બુદ્ધિ રાજસી કહે-૩૧

अधर्मं धर्ममिति या मन्यते तमसाऽऽवृता ।
सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥

માને અધર્મને ધર્મ, ઘેરાઇ બુદ્ધિ જે તમે,
સૌ અર્થો ઉલટા જાણે, તામસી બુદ્ધિ પાર્થ! તે-૩૨

धृत्या यया धारयते मनःप्राणेन्द्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या धृतिः सा पार्थ सात्त्विकी

ધીરેથી મનને ધારે, પ્રાણ ને ઇંદ્રિની ક્રિયા;
ધૃતિ અનન્ય યોગેથી, પાર્થ સાત્ત્વિક જાણ આ-૩૩

यया तु धर्मकामार्थान् धृत्या धारयतेऽर्जुन ।
प्रसङ्गेन फलाकाङ्क्षी धृतिः सा पार्थ राजसी ॥

જેથી ધર્મ અર્થ કામ, ધારે પાર્થ ધૃતિ વડે,
પ્રસંગે ફળ આકાંક્ષી, ધૃતિ રાજસી પાર્થ! તે-૩૪

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।
न विमुञ्चति दुर्मेधा धृतिः सा पार्थ तामसी ॥

જેથી શોક ભય સ્વપ્ન, ખેદ ને મદ એ રીતે,
કે છોડતા ન દુર્બુદ્ધિ, ધૃતિ તામસી પાર્થ! તે-૩૫

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।
अभ्यासाद्रमते यत्र दुःखान्तं च निगच्छति ॥

સુખ ત્રણ પ્રકારી આ, હુંથી તું અર્જુન! સુણ,
અભ્યાસેથી રમે તે જ્યાં, પામે અંતને એ દુઃખ–૩૬

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥

આરંભે ઝેર જેવું ને, અંતે જે ભર્યું અમૃતે,
જે આત્મબુદ્ધિ દેનારૂં, તેહ સાત્ત્વિક સુખ છે–૩૭

विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥

વિષયો ઈંદ્રિ સંયોગે, જે પે'લાં અમૃત સમું,
પરિણામે ઝેર જેવુ, રાજસી સુખ તે કહ્યું–૩૮

यदग्रे चानुबंधे च सुखं मोहनमात्मनः।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥

આરંભે સુખ ને કેડે, બંધાયે આત્મ મોહ તે,
પ્રમાદ આળસ નિંદ્રા, કરે તે તામસી ઠરે-૩૯

न तदस्ति पृथिव्यां वा दिवि देवेषु वा पुनः।
सत्त्वं प्रकृतिजैर्मुक्तं यदेभिः स्यात्त्रिभिर्गुणैः ॥

પૃથ્વીમાંહી નથી તેવા, સ્વર્ગમા દેવમા ય કે,
સત્ત્વ પ્રકૃતિથી મુક્ત, ત્રિગુણ યુક્ત હોય જે-૪૦

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परन्तप।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥

ક્ષત્રિ બ્રાહ્મણ ને વૈશ્ય, અને શૂદ્રે ય પાર્થ! હે,
કર્મે જુદાં પડે તેનાં, જન્મતાં પ્રકૃતિ ગુણે-૪૧

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्मस्वभावजम् ।

શાંતિ જ્ઞાન તપ શૌચ, એ રીતે અર્જુન! ક્ષમા,
દમ આસ્તિકતા સૌ તે, સ્વભાવે કર્મ વિપ્રનાં-૪૨

शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥

ધૈર્ય ચાતુર્ય ને તેજ, શૌર્ય યુદ્ધે હઠે નહિ,
દાનેશ્વર તણો ભાવ, ક્ષત્રિ કર્મ સ્વભાવથી-૪૩

कृषिगोरक्ष्यवाणिज्यं वैश्य कर्म स्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥

ખેતી વેપાર ગૌરક્ષા, વૈશ્ય કર્મ સ્વભાવ તો,
કામ જે પર સેવાનું, સ્વભાવ શૂદ્ર કર્મનો-૪૪

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु॥

કર્મમાં પોત પોતાના, સંસિદ્ધિ લહી કુશળ,
સ્વકર્મે મચીને જેમ, મેળવે સિદ્ધિ તે સુણુ–૪૫

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥

ભૂતોની પ્રવૃત્તિ જેથી, જે વડે વ્યાપ્યું આ બધું,
પૂજી સ્વકર્મથી તેને, સિદ્ધિ સૌ જન પામતુ–૪૬

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥

સ્વધર્મ અધુરો સારો, સેવ્યાથી પર ધર્મને,
સ્વભાવે કર્મ નિમેલાં, કરતાં પાપ ના મળે–૪૭

सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।
सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥

સહજ કર્મ કૌંતેય ! દોષાળું તજવું ન યે,
છે સૌ આરંભ દોષાળા, ઢાંકયો અગ્નિ યથા ધુમે-૪૮

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥

અસક્તાળી બુદ્ધિ સર્વ, અસ્પૃહી જીત-દિલ જે,
શ્રેષ્ઠ નૈષ્કર્મ્ય સિદ્ધિને, પામે સંન્યાસથીજ જે-૪૯

सिद्धिं प्राप्तो यथा ब्रह्म तथाऽऽप्नोति निबोध मे
समासेनैव कौन्तेय निष्ठा ज्ञानस्य या परा ॥

સિદ્ધિ પામ્યો જેમ બ્રહ્મ, સુણ તે હું કહું બધુ,
હે કૌંતેય ! ટુંકામાં તે, નિષ્ઠા જે જ્ઞાનની પર-૫૦

बुद्ध्या विशुद्धया युक्तो धृत्याऽऽत्मानं
नियम्य च ।
शब्दादीन्विषयांस्त्यक्त्वा रागद्वेषौ व्युदस्य च

યુક્ત વિશુદ્ધ બુદ્ધિથી, ધૃતિથી આત્મસંયમી,
શબ્દાદિ વિષયો છોડી, ને રાગ દ્વેષને તજી-૫૧

विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः ।
ध्यानयोगपरो नित्यं वैराग्यं समुपाश्रितः ॥

એકાંતિ અલ્પ આહારી, કાયા વાણી મને મથે,
ધ્યાનનો યોગ હંમેશાં, સેવે વૈરાગ્યને અને-૫૨

अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शान्तो ब्रह्मभूयाय कल्पते ॥

બળ ગર્વ અહંકાર, કામ ક્રોધ પરિગ્રહ,
મમતા વિણ જે શાંત, બ્રહ્મ યોગ્ય જ તે જન-૫૩

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचति न काङ्क्षति।
समः सर्वेषु भूतेषु मद्भक्तिं लभते पराम् ॥

પ્રસન્નાત્મા થઈ બ્રહ્મ, ન શોચે કે ન વાંછતો,
સમાન સર્વ ભૂતોમાં, તે પરમ્ ભક્તિ પામતો-૫૪

भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्वतः
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥

ભક્તિ વડે મને જાણે, તત્ત્વતઃ છું હું જેટલો,
જાણી તેમ મને તત્ત્વે, પેસે હુમાં પછી જ તો-૫૫

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥

સર્વદા સર્વ કર્મો યે, મારો ભક્ત થઈ કરે,
મારા પ્રસાદથી પામે, પદ અવ્યય નિત્ય તે-૫૬

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चितः सततं भव ॥

ચિત્તથી સર્વ કર્મો ને, સમર્પી હું પરાયણ,
બુદ્ધિનો યોગ ઉપાસી, હુંભાવી તું અખંડ થા-૫૭

मच्चितः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनङ्क्ष्यसि ॥

હુંભાવી થૈ સહુ કષ્ટો, મારાં પ્રસાદેથી તર,
હવે જો તું અહંકારે, ન સુણે નાશ પામીશ-૫૮

यदहंकारमाश्रित्य न योत्स्य इति मन्यसे ।
मिथ्यैष व्यवसायस्ते प्रकृतिस्त्वां नियोक्ष्यति ॥

કરીને જે અહંકાર, 'ન લડું' એમ માનીને,
નિશ્ચય માનજે મિથ્યા, તને પ્રકૃતિ પ્રેરશે-૫૯

स्वभावजेन कौन्तेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत्

નિજ સ્વભાવથી થાતાં, બંધાયા કર્મ પાર્થ! સૌ,
મોહે ન કરવા ઇચ્છે, પરાણે જ કરીશ તે-૬૦

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति
भ्रामयन्सर्वभूतानि यन्त्रारूढानि मायया ॥

હૃદયે સર્વ ભૂતોને, વસેલો પ્રભુ પાર્થ! જે,
ભમાવે નિજ માયાથી, સૌ યંત્રારૂઢ ભૂતને-૬૧

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्ति स्थानं प्राप्स्यसि शाश्वतम्

તેને જ શરણે જાતું, સર્વ ભાવેથી ભારત!
તે પ્રસાદે પરમ્ શાન્તિ, તુર્ત પામીશ શાશ્વત-૬૨

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥

એવું તુને કહ્યું જ્ઞાન, ગુહ્યમાં ગુહ્ય મેં અતિ,
વિચારી સર્વ રીતી એ, કરજે પ્રેરતી મતી–૬૩

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥

સૌથી ગુહ્ય વળી સુણ, આ પરમ્ વેણ મારૂં,
અતિ પ્રિય મને તુ છે, તેથી હિત ગણી કહું–૬૪

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥

હુંભક્ત હુંમનાળો થા, હુંસેવક મને નમે,
પામીશ તુ મને સત્ય, પ્રિય તુ છે અતિ મને–૬૫

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः

સર્વ ધર્મો તજીને તું, મારૂં એક જ શર્ણ લે,
હું તને સર્વ પાપોથી, છોડાવીશ ન શોચ તે–૬૬

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रूषवे वाच्यं न च मां योऽभ्यसूयति ॥

તારે ન અતપસ્વીને, ન કદી યે અભક્તાને,
ને અસેવકને કે'વું, ને નિન્દે જેહ મુજને-૬૭

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयम् ॥

જે કોઇ આ પરમ્ ગુહ્ય, ભાખશે મુજ ભક્તમાં,
પરમ્ ભક્તિ કરી મારી, પામશે તે મને ખરા-૬૮

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥

ને તેથી ન મનુષ્યોમાં, પ્રિયકારક મુજ કો,
ને થનારો નહિ મારો, આ લોકે પ્રિય કો બીજો-૬૯

अध्येष्यते च य इमं धर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टः स्यामिति मे मतिः ॥

અને જે આ કરે પાઠે, ધર્મ સંવાદ આપણો,
જ્ઞાનયજ્ઞે મને પૂજ્યો, માનું એવી રીતે હું તો–૭૦

श्रद्धावाननसूयश्च शृणुयादपि यो नरः ।
सोऽपि मुक्तः शुभाँल्लोकान् प्राप्नुयात्पुण्य-
कर्मणाम् ॥

શ્રદ્ધાવાળો અખારીલો, સાંભળે જન કોઇ જે,
તે પુણ્ય કર્મવાળા યે, પામે છે મુક્ત સ્વર્ગને–૭૧

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।
कच्चिदज्ञानसंमोहः प्रणष्टस्ते धनंजय ॥

સાંભળ્યું જે બધું પાર્થ! આ તેં એકત્ર થૈ મને,
થયેલો મોહ અજ્ઞાને, ટળ્યો તારો પુરો શું તે?–૭૨

॥ अर्जुन उवाच ॥

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥

ટળ્યો મોહ સ્મૃતિ લાધી, કૃષ્ણ! આપ પ્રસાદથી,
અશંકાળો ઉભો છું હું, વેણે બધાઈ આપથી-૭૩

॥ संजय उवाच ॥

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥

આ વાસુદેવનો એમ, મહાત્મા અને પાર્થનો,
મેં સાંભળેલ સંવાદ, અદ્‌ભૂત રોમહર્ષણો-૭૪

व्यासप्रसादाच्छ्रुतवानिमं गुह्यमहं परम् ।
योगं योगेश्वरात्कृष्णात्साक्षात्कथयतः स्वयम्

હું શક્યો વ્યાસ પ્રસાદે, પરમ ગુહ્ય સાંભળી,
સાક્ષાત યોગ જે પોતે, કૃષ્ણે ભાખ્યો સ્વમુખથી-૭૫

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिममद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥

રાજા ! સંભારી સંભારી, સર્વ સંવાદ અદ્‌ભૂત;
કૃષ્ણ પાર્થ તણો શુદ્ધ, હર્ષ પામું અહોદિન–૭૬

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयो मे महान् राजन् हृष्यामि च पुनःपुनः

અને તે સંસ્મરીને જ, અદ્‌ભૂત હરિનું રૂપ,
મહા આશ્ચર્ય પામ્યો હું, હર્ખું હું જ ફરી ફરી–૭૭

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥

છે યોગેશ્વર જ્યાં કૃષ્ણ, ધનુર્ધારી જ્યાં પાર્થ છે,
ત્યાં શ્રી વિજય ઐશ્વર્ય, નિત્ય છે નીતિ હું મતે–૭૮

મોક્ષસંન્યાસયોગ સમાપ્ત.

॥ श्रीमद् भगवद्गीता समाप्त ॥

## શ્રીમદ્ શંકરાચાર્યે રચેલું
# ચર્પટપંજરીકા સ્તોત્ર.

અનુષ્ટુપ.

ફસેલા મોહ માયાથી, કેદી જીવો દેહે ઘણા,
ચર્પટ પંજરીકા યે, છુટીને બ્રહ્મ પામતા–૧
બોધ શ્રી શંકરાચાર્યે, ગીતામૃત રૂપે દીધો,
ખુલેલાં સ્વર્ગનાં દ્વારો, પામે શાંતિ પીનાર તો–૨

રાગ ભૈરવી.

ભજ ગોવિંદ તું ભજ ગોવિંદ તું
ભજ ગોવિંદ તું મૂઢ મતિ.
સનમુખ મૃત્યુ આવે ત્યારે,
રક્ષે ન ડુંકૃઞ કર્ણુ રતિ–ભજ૦—ટેક.

દિન પછી રજની સાંજ સવારે,
શિશિર વસંતો વારંવારે;
કાળ ભમે છે આયુ પસારે,
તોપણ આશા વા ન જતા રે-ભજ૦ ૧

આગળ અગ્નિ પાછળ તડકો,
ટુંટીઉં વાળી સુતાં ફડકો;
ભિક્ષા હાથે તરુ તલ વાસો,
તોપણ ત્યાગો ન આશા પાશો-ભજ૦ ૨

વિત્ત કમાયા જ્યાં સુધી શક્તિ,
સહુ પરિવારની ત્યાંસુધી ભક્તિ;
જ્યારે અંગ અભંગ અશક્તિ,
ત્યારે ન પૂછે કોઇ વ્યક્તિ-ભજ૦ ૩

મુંડ મુંડાવી જટા વધારી,
કે પછી ભગવો વેષ જ ધારી;
જોવાનું ન જુવે ચક્ષુથી,
ઉદર નિમિત્ત બને બહુ રૂપી–ભજ૦ ૫

ભગવત્ ગીતા કંઇ પણ જાણે,
ગંગા જળ થોડું પી માણે;
ૐ શ્રી મુરારી સેવ્યા પ્રાણે,
તેનું નામ ન જમ લઇ જાણે–ભજ૦ ૬

અંગ ગળ્યું પળિયાં શીર દેખું,
દાંતો વિણ મુખ દિસે બોખું;
બુઢ્ઢા હાથે લાકડી પેખું,
તોય તજે ન આશા ખોખું–ભજ૦ ૭

બાળપણું ખોયું સહુ ખેલે,
જુવાની ગઈ જુવતીને ગેલે;
બુઢ્ઢાપે ચિંતા ચિત્ત રેલે,
બ્રહ્મબુદ્ધિ મન જરી નવ ફેલે–ભજ૦ ૮

જન્મી ફરી ફરી ફરી ફરી મરવું,
ફરી ફરી માતા ગર્ભે વસવું;
આ સંસારે ભારે તરવું,
પ્રભુ કૃપાએ પાર ઉતરવું–ભજ૦ ૯

ફરી ફરી રાત્રી ફરી ફરી દિવસો,
ફરી ફરી પક્ષો ફરી ફરી માસો;
ફરી ફરી અયનો ફરી ફરી વરસો,
તોય તજે નહિ આશા ફાંસો–ભજ૦ ૧૦

વય વિત્યે જેમ કામ વિકારો,
સુકે સરોવર પાણી નિહાળો;
જેમ. નિર્ધનતાયે પરિવારો,
તેમ આ તત્વજ્ઞાને ધારો-ભજ૦ ૧૧

ભરાવ નારી સ્તન શુભ વેષ,
મિથ્યા માયા મોહ આવેશ;
માંસ હાડ રૂધીર અવશેષ,
એમ વિચાર કરો હંમેશ-ભજ૦ ૧૨

કોણ્તું ને હું ? આવ્યા ક્યાંથી,
કોણ પિતા માતા તુજ સાથી;
દે સંસાર અસાર તું ત્યાગી,
સ્વપ્ન સમાન વિચારી અભાગી-ભજ૦ ૧૩

ગાવું ગીતા ગાન હજારે,
ધ્યાન હરિ ઇચ્છવું સૌ વારે;
સાધુ સંગતિ કરી મનવા રે,
દાન દિનોને દેવું તારે–ભજ૦ ૧૪

દેહે જ્યાંસુધી જીવ રહે છે,
ત્યાંસુધી કુશળ ઘરે સહુ પૂછે;
પ્રાણ નીકળી દેહ પડે રે!
ત્યારે સ્ત્રી શબ ભાળી ડરે રે!–ભજ૦ ૧૫

સુખે કરે સુંદરી સંભોગ,
અંતે દેહે વળગે રોગ,
આવે યમ સ્વારીનો યોગ,
તોપણ પાપી ન છોડે ઢોંગ–ભજ૦ ૧૬

સુજની કરે વિણી ચૌટે ચીંથરાં,
પાપ પુણ્યના છોડી પંથડા;
તું નથી હું નથી નથી આ લોક,
તોપણ શીદ કરે તું શોક—ભજ૦ ૧૭

કો તુજ કામિની કો તુજ પુત્ર,
આ સંસાર અતિ વિચિત્ર;
કોનો તું ક્યમ આવ્યો અત્ર,
મન આગળ કર ખડું સૌ ચિત્ર—ભજ૦ ૧૮

ગંગા સાગર સ્નાન કરીને,
વ્રત પાળી વા દાન દઇને;
જ્ઞાન વિના એ સર્વ કરીને,
સો જન્મે ન મળે મુક્તિને—ભજ૦ ૧૯

ગંગા તટના તરૂવર નીચે,
ભોંય પથારી વાસો ઇચ્છે,
સર્વ પરિગ્રહી ત્યાગી ભોગ,
સુખ કોને ન કરે વૈરાગ ?—ભજ૦ ૨૦

अच्युतं केशवं राम नारायणम् ।
कृष्ण दामोदरं वासुदेवं हरिम् ॥
श्रीधरं माधवं गोपिका वल्लभम् ।
श्री जानकी नायकम् रामचंद्रं भजे ॥

શ્રી સચિત્ર સ્તવન સપ્તશ્લોકી
સરળ ભગવદ્‌ગીતા
**સમાપ્ત.**



મળવાનું ઠેકાણું:—

**કાનજી કાલીદાસ જોશી.**

નં. ૮૪-૯૨ કાંદાવાડી, મુંબઇ

**મણીલાલ કે. દેસાઇ,**

બી. એ. એલ. એલ. બી.

નં. ૧૦૦ ભુલેશ્વર, મુંબઇ

**એન. એમ. ત્રીપાઠીની કું.**

(બુકસેલર્સ) કાલબાદેવી,

પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ

**પંડિત નારાયણ મૂલજી** (બુક

નરનારાયણનું મંદિર કાલબા

મુંબ

**શા. વસનજી પરમાણંદ શાહ**

(બુકસેલર્સ) નરનારાયણનું

કાલબાદેવી, મુંબ

તથા માધવબાગમાં બુકસેલરો

પાસે મળશે.